# પાંચમી આવૃત્તિવિષે બે બોલ

આ પુસ્તકની ચોથી આવૃત્તિ સં. ૧૯૭૮ ના ચૈત્રમા પ્રસિદ્ધ થયેલી, તે ખપી જવાથી આ પાંચમી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે.

આ આવૃત્તિમા પણ સેજસાજ સુધારો થયો છે.

આગલી ચોથી આવૃત્તિમાં લેખકની પરવાનગી વિષે કરાયલો ઉલ્લેખ અત્રે પણ આપીએ છીએ. "આ પુસ્તક છપાવવાની પરવાનગી પૂર્ણ નિષ્કામભાવે અને સર્વ અધિકાર સાથે સદાને માટે આપવા બદલ તેના લેખક શ્રીયુત ગોપાળજી ઉદ્ધવજી ઠક્કરનો અત્રે સપ્રેમ આભાર માનવામા આવે છે."

સંવત ૧૯૮૨, શ્રાવણ માસ. ભિક્ષુ-અખંડાનંદ

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવનાનો સારાંશ

અસલના વખતમા જે આધ્યાત્મિક, માનસિક અને શારીરિક કેળવણી અપાતી હતી, તેમા ધર્મશિક્ષણને ખાસ પ્રાધાન્ય અપાતુ હતુ. આજે ખરી રીતે એમાની એકે જાતની કેળવણી અપાતી નથી અને જે અપાય છે તે માત્ર ઉપર ટપકેનીજ. કેટલાક વખતના કડવા અનુભવ પછી રાજા તથા પ્રજા બન્નેને જણાયુ કે, ધર્મ-નીતિની કેળવણી સિવાય વિદ્યાર્થીઓમા સ્વાર્થ, અતડાઇ, અનાચાર વગેરે દુર્ગુણો દાખલ થાય છે; માટે તેને દૂર રાખવા સારૂ ધર્મ-નીતિના શિક્ષણની ખાસ જરૂર છે. આ હેતુ પાર પાડવા માટે તેઓએ કેટલીક નિશાળોમાં ધર્મ-નીતિનુ શિક્ષણ દાખલ કર્યું છે; કેટલીકમા તે શિક્ષણની પરીક્ષા લેવાનુ ધોરણ દાખલ કર્યુ છે; અને કેટલીકમા માત્ર ઇશ્વરપ્રાર્થનાઓ બોલાવવાનું ધોરણ દાખલ કર્યું છે. આ હેતુ સફળ કરવામાટે ધર્મ-નીતિના શિક્ષણના ખાસ પુસ્તકોની પણ જરૂર છે.

વર્ગનોજ શિક્ષક ધર્મ–નીતિનું શિક્ષણ આપે તેના કરતાં શિક્ષણ આપવાને ખાસ જૂદો શિક્ષક હોય તો તેનું પરિણામ વિશેષ લાભદાયક થાય, એમ મારો નમ્ર મત છે વળી છોકરાઓનું ચારિત્ર્ય સુધારવા પહેલાં શિક્ષકોએ પોતાનું ચારિત્ર્ય સુધારવું એ ખાસ આવશ્યક છે. જ્યારે ખુદ શિક્ષકોજ નિશાળે મોડા આવે, મોઢામા પાનના ડુચા રાખે; કોટનાં બટન ખુલ્લા રાખે; ખુરસી ઉપર ગમે તેમ બેસે; છોકરાઓને ગમે તેવા અપશબ્દો કહે; નજીવી બાબતમા ચીડાઇ જાય અને સજા કરે; ત્યારે તેમના શિક્ષણથી વિદ્યાર્થીઓ સુધરે એ અસંભવિત છે. ધર્મ-નીતિનું શિક્ષણ આપનાર શિક્ષક પવિત્ર આચરણવાળો અને નમ્ર હોવો જોઇએ, કે જેથી સાંભળનારાઓના મન ઉપર સચોટ છાપ પડે. છોકરાઓ ધર્મ–નીતિના પુસ્તકો વર્ગમા વાચે તેના કરતા શિક્ષક સ્વાર્પણ, ભ્રાતૃભાવ, પ્રમાણિકપણું, સત્ય, દેશદાઝ વગેરે સદ્‌ગુણ ઉપર અડધો કલાક બહુજ રસથી વાર્તા કહી જાય; અને છોકરાઓ પાસેથી તેમાં રહેલો બોધ કઢાવે તે સારૂ છે, એમ મારૂં માનવું છે. વળી છોકરાઓ તે પ્રમાણે વર્તે છે કે નહિ, તે પણ પ્રસંગોપાત જોતા રહીને જરૂર જણાય તો ખામીઓ તરફ છોકરાઓનું લક્ષ ખેંચવું જોઇએ.

વિદ્યાર્થીઓના ચારિત્ર્યઉપર તેમના માબાપોએ પણ લક્ષ આપવાની ખાસ જરૂર છે. જે માબાપ છોકરાના લૂગડાલત્તા, પગરખા, છત્રી અને દફતર ઉપર ધ્યાન આપે અને તેઓની નીતિ–રીતિ, અભ્યાસ અને શારીરિકસંપત્તિ ઉપર ઓછું ધ્યાન આપે તેઓની પણ મોટી ભૂલ છે.

કેવી પદ્ધતિથી વાર્તા કહેવી અને કેવી રીતે વાર્તાનો સાર ખેચાવવો તે દર્શાવવાજ આ નાનકડું પુસ્તક લખેલું છે. આ પુસ્તકની અંદર કેટલીક કવિતા પૂરી પાડવામા તથો સુધારો વધારો કરવામા જે મિત્રોએ સહાય આપી છે, તેમનો હું ઉપકાર માનું છું.

**ભાવનગર,** શ્રીકૃષ્ણજયંતિ સંવત ૧૯૬૭ **લેખક**



# બાળસદ્બોધ

## ૧—મનને ભટકવા નહિ દેવાવિષે

સમજાવું તોપણ નહિ સમજે, આગળથી તું અવળું;
સુખ લેવું જો હોય સરસ તો, શાણો થઈ જા સવળું.

**મહેતાજી**—છોકરાઓ, આજથી હું તમને એક એક વાર્તા કહીશ. બોલો, તમને બધાને તે ગમશે? કેમ **મોહન-લાલ**, તમે શું કહો છો?

**મોહનલાલ**-હાજી, તો તો બહુજ મજા આવે.

**મહેતાજી**-પણ આપણે એક શરત કરવાની છે, તે એ કે, બીજે દિવસે પાછી તમારે તે વાત મને ફરીથી કહી જવી પડશે. કેમ, તમારે તે કબૂલ છે?

**સર્વ છોકરાઓ**-હાજી, અમારે એ શરત કબૂલ છે.

**મહેતાજી**-ત્યારે હવે બરાબર ધ્યાન દઇને સાંભળો. તમારામાંથી કોઇ **પાંડવ-કૌરવ**વિષે કાંઈ જાણો છો?

**રતિલાલ**-હાજી, અમારી શેરીમાં એક માણભટ મહાભારત-

ની કથા કહેતા હતા; તેમાં **પાંડવ-કૌરવ**ની વાત આવતી હત

**મહેતાજી**-તમારી વાત બરાબર છે; પણ માણભટ એટ શું એ તમને ખબર છે ? હરિલાલ, તમે કહો જોઇએ.

**હરિલાલ**-સાહેબ, કથા કહેવાવાળા ભટ પોતાની પા પિત્તળની કે તાંબાની મોટી ગોળી રાખે છે તેને માણ ક છે; અને કથા કહેતાં કહેતાં વચમાં વચમાં તે વગાડે છે, તે તે માણભટ કહેવાય છે.

**મહેતાજી**-શાબાશ, હરિલાલ, શાબાશ! ત્યારે હરજીવ દાસ, તમે કહો કે **મહાભારત** એટલે શું ?

**હરજીવનદાસ**-સાહેબ, મહા એટલે મોટું અને ,ભાર એટલે ભરતખંડ. જેને હિંદુસ્તાન કહે છે, તે સંબંધી કંઇક હક

**મહેતાજી**-નહિ નહિ,તમે બેસી જાઓ: બીજા કોઇ જાણો છે

**સર્વ**-ના જી.

**મહેતાજી**-સાંભળો ત્યારે. મહા એટલે મોટું, એ વા તો બરાબર, પણ ભારતની વાત આપણને હરજીવનદાસે કહ તે બરાબર નથી. ભારત એટલે **ભરત**ના વંશજો. **ભરત** ના એક રાજા હતો. તે **દુષ્યંત** તથા **શકુંતલા**નો પુત્ર હત અને તે નવી ગુજરાતી પાંચમી ચોપડીમાં **સર્વદમન**ના ન મથી ઓળખાય છે. તે **ભરત** રાજાના વંશમાં થયેલા રાજ ઓની મોટી કથાનું નામ મહાભારત કહેવાય છે. એ વંશમ એક કુરૂ નામે રાજા થયો. તેના વંશમાં અમુક પેઢીએ ધૃ તરાષ્ટ્ર, **પાંડુ** અને **વિદુર** થયા. **ધૃતરાષ્ટ્ર**ના પુત્રો તે કૌરવ કહેવાયા અને **પાંડુ** રાજાના પુત્રો **પાંડવો** કહેવાયા. હવે ર ણછોડદાસ, **પાંડવો**નાં નામ તમને આવડતાં હોય તો બોલે

**રણછોડદાસ**–યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુળ અને સહદેવ.

**મહેતાજી**–બરાબર, બેસી જાઓ. યુધિષ્ઠિરનું બીજું નામ શું કેશવલાલ ?

**કેશવલાલ**—ધર્મરાજા.

**મહેતાજી**—મોતીલાલ, કૌરવો કેટલા હતા? તેમના બે મોટા ભાઇઓનાં નામ કહો.

**મોતીલાલ**—કૌરવો સો હતા અને સૌથી મોટાભાઈનું નામ દુર્યોધન અને બીજાનું નામ દુઃશાસન.

**મહેતાજી**—ઠીક, હવે આપણે વાત આગળ ચલાવીશું. આ બધા **પાંડવો** અને કૌરવો દ્રોણાચાર્ય એટલે કે દ્રોણ ગુરુને ત્યાં શીખવા જતા હતા. એ વખતે હાલની પેઠે બાંકડા, ખુરશી, ટેબલ કે ઘોડી-પાટીઆં નહોતાં; અને વળી જેમ તમે માત્ર પાંચ કલાકજ આવીને ઘેર પાછા જતા રહો છો તેમ પણ નહોતું..................

**જયંતીલાલ** ( વચમાં બોલી ઉઠયા )—ત્યારે સાહેબ, કેમ હતું ?

**મહેતાજી**—જુઓ છોકરાઓ, આ જયંતીલાલ કેવા ઉતાવળીઆ છે ? હજી હું બોલું છું તેટલામાંજ પોતે વચમાં બોલી ઉઠયા. કોઈ પણ છોકરાએ વચમાં બોલવું જોઇએ નહિ. હું બોલી રહું અને પછી સમજણ ન પડે તો ખુશીથી પૂછવું. બોલો **વેણીલાલ**, આપણે શું વાત કરતા હતા ?

**વેણીલાલ**–સાહેબ, આપ એમ કહેતા હતા કે, અસલની નિશાળમાં બાંકડા, ખુરશી વગેરે નહોતાં.

**મહેતાજી**–હા જુઓ, અસલના વખતમાં છોકરાઓ ગુ-

રુને ત્યાંજ રહેતા હતા; ખાતા-પીતા પણ ત્યાંજ અને ગુરુના ઘરનું કામ-કાજ પણ કરતા હતા. હવે આ બધા છોકરાઓને દ્રોણ ગુરુ બાણ મારવાની, ઘોડા તથા હાથી ઉપર બેસવાની, રથ હાંકવાની અને લડાઈ વગેરેની બીજી વિદ્યા શીખવતા હતા. શીખવતાં શીખવતાં એક વર્ષ થયું, ત્યારે તેમની પરીક્ષા લેવાનું ગુરુજીએ નક્કી કર્યું. રામપ્રસાદ, તમારી પરીક્ષા લેવાય છે તે તમને ગમે છે ?

**રામપ્રસાદ**-સાહેબ, પરીક્ષા તે વળી કોને ગમે ? પરીક્ષા આવવાની હોય ત્યારે તો ખાવાનું પણ પૂરું ભાવે નહિ અને રાતના ઉજાગરા કરવા પડે. પરીક્ષા તો સાહેબ, બહુજ ભુંડી.

**મહેતાજી**-પહેલા નંબર, તમે પરીક્ષાવિષે શું કહો છો ?

**પહેલો નંબર**-સાહેબ, રામપ્રસાદે જે વાત કરી તે બરાબર નથી. જો પરીક્ષા ન હોય તો પછી બધા છોકરાઓ આળસુજ થઇ જાય અને આખો દિવસ રમ્યાજ કરે. વળી દરરોજ જે પોતાનો પાઠ બરાબર કરતો હોય અને નિશાળમાં ઝાઝું ગેરહાજર ન રહેતો હોય, તેને પરીક્ષા વખતે બહુ મહેનત કરવી પડતી નથી.

**મહેતાજી**-પહેલા નંબરવાળા શંકરલાલે બહુ સારૂં કહ્યું. શંકરલાલ, તમારી વાત સાચી છે. હવે આપણે આપણી વાત આગળ ચલાવીએ. દ્રોણ ગુરુએ બધા છોકરાઓને પંદર દિવસ અગાઉથી ખબર આપી અને કહ્યું કે, હું તમારા બધાની પરીક્ષા વિજયાદશમીને દિવસે લઈશ; માટે તમારે અગાઉથી તૈયારી કરી રાખવી. આથી બધા છોકરાઓ ખૂબ મહેનત કરવા મંડયા. વિજયાદશમી, જેને લોકો દશરાના નામથી ઓળખે છે, તે દિવસે

સવારમાં ગુરુજી બધાને એક જંગલમાં લઈ ગયા. ત્યાં એક મોટા આંબાના ઝાડ ઉપર લાકડાની ચકલી મૂકી. બધા વિદ્યાર્થીઓને તે ઝાડથી સો હાથ છેટે હારબંધ ઉભા રાખ્યા. તેમાં પહેલો **ધર્મ**રાજા, પછી **ભીમ**, **ન**કુળ, **સ**હદેવ, દુર્યોધન, દુઃશાસન અને તેના બીજા ભાઇઓ હતા. બોલો **કનૈયાલાલ**, કોઇનું નામ રહી જાય છે ?

**કનૈયાલાલ**–જી ના; કોઇનું નામ નથી રહી જતું.

**મહેતાજી**–અરે, તમારી પાસે બેઠેલા વિદ્યાર્થીના નામરાશિને આપણે ભૂલી ગયા છીએ કે નહિ ?

**કનૈયાલાલ**–જી હા, આપણે અર્જુનનું નામ ભૂલી ગયા.

**મહેતાજી**–**અર્જુન**ને સૌથી છેલ્લે નંબરે રાખ્યા હતા. આ બધા છોકરાઓ ગોઠવાઈ ગયા પછી ગુરુએ **ધર્મ**રાજાને કહ્યું કે, **ધર્મ**રાજા તૈયાર થઇ જાઓ. આમ કહ્યું એટલે **ધર્મ**રાજા બાણ ચઢાવીને તૈયાર થયા, પણ બાણ છોડયું નહિ. તેમણે બાણ કેમ નહિ છોડયુ હોય, **અર્જુન**લાલ ?

**અર્જુનલાલ**–જી, તેમને ગુરુએ હજી હુકમ આપ્યો નહોતો તેથી.

**મહેતાજી**–શાબાશ, **અર્જુન**લાલ, શાબાશ ! જુઓ, પછી ગુરુએ તૈયાર થએલા **ધર્મ**રાજાને પૂછયું કે, તું શું જુએ છે ? ત્યારે **ધર્મ**રાજાએ કહ્યું:–હું આપને, પાંદડાંને, ઝાડને તથા ચકલીને જોઉં છું. આ સાંભળીને ગુરુએ કહ્યું:–તું બેસી જા. તરતજ **ધર્મ**રાજા બેસી ગયા. પછી તેવીજ રીતે **ભીમ**ને પૂછયું. તેણે પણ તેવોજ જવાબ આપ્યો; એટલે ગુરુએ તેને પણ બેસી જવાની આજ્ઞા કરી. આવી રીતે **અર્જુન** સિવાયના બધા-

ને પૂછ્યું અને બધાએ તેવોજ જવાબ આપ્યો; એટલે ગુરુએ બધાને બેસાડી દીધા. પછી **અર્જુન**ને પૂછ્યું કે, **અર્જુન**, તું શું જુએ છે ? **અર્જુને** કહ્યું:–ગુરુજી, માત્ર ચકલીનેજ હું જોઉં છું. ત્યારે ગુરુએ કહ્યું:–ચકલીનો કયો ભાગ તું જુએ છે ? **અર્જુને** કહ્યું:–માત્ર તેનું માથુંજ. ગુરુએ હુકમ કર્યો કે **અર્જુન**, બાણ છોડ. **અર્જુને** બાણ છોડયું અને તરતજ ચકલી નીચે પડી. બધા નાપાસ થયા અને એક **અર્જુન**જ પાસ થયા. હવે તમે મને કહો કે **દ્રોણ** ગુરુએ બધાને શામાટે બાણ છોડવાની ના પાડી અને એક અર્જુનનેજ હા પાડી ? વારા ફરતી છેલ્લેથી બોલો.

(કોઈ જવાબ ન આપી શકયા, માત્ર **શંકરલાલ**જ ઉભા થયા.)

**શંકરલાલ**–સાહેબ, મને એમ લાગે છે કે, **અર્જુન** ઉપર ગુરુની બહુ કૃપા હશે તેથી હા પાડી હશે.

**મહેતાજી**–અહીં એ વાત નથી. તમે બધા જો ધ્યાનથી બીજાઓનો જવાબ અને **અર્જુન**નો જવાબ સરખાવશો તો તમને તરત ખબર પડશે. કેમ હવે કોઈ કહી શકશો ?

**વિનાયક**–સાહેબ, હવે મને ખબર પડી. જુઓ, બીજાઓના જવાબ ઉપરથી ગુરુજી જાણી ગયા કે, આ બધાનું મન એક ઠેકાણે નથી; અને **અર્જુન**નું મન બરાબર ચકલીના માથા તરફજ હતું, તેથી ગુરુજીએ તેને બાણ છોડવા હુકમ કર્યો.

**મહેતાજી**–વાહ વાહ, વિનાયક, તમે બહુજ સારો જવાબ આપ્યો. આપણે જ્યારે પાટીઆ ઉપર દાખલો ગણતા હોઇએ, તે વખતે જો તમારૂં ધ્યાન પાટીઆ ઉપર ન હોય અને મશાલાની દાળ કે શીંગમાં ગયું હોય, તો તમે દાખલો શીખવાનો

શીખી રહ્યા. તમે કવિતા બોલતા હો ત્યારે તમારૂં ધ્યાન ગિલ્લી-દંડો રમવા ઉપર જાય તો તમે કવિતામાં ભૂલ કરવાનાજ. આવી રીતે જે કામ આપણે કરતા હોઇએ, તે કામમાં જો આપણું મન બરાબર ન રાખીએ તો તે કામ આપણે સારી રીતે કરી શકવાનાજ નહિ. એક વિદ્વાને કહ્યું છે કેઃ–"કામની વખતે કામ કરો અને રમવાની વખતે રમો." આપણે પણ આવીજ ટેવ પાડવી જોઇએ, એટલે કે ભણવા બેસવું ત્યારે ચોપડીમાં મન રાખવું, જમવાની વખતે જમવામાં મન રાખવું અને રમત વખતે રમતમાં મન રાખવું. જો આમ કરીશું તો આપણે પણ અર્જુનની પેઠે કામ પાર પાડી શકીશું. ગિલ્લીદંડો રમતી વખતે દંડાવાળાનું ધ્યાન ક્યાં હોવું જોઇએ રતિલાલ?

**રતિલાલ**–તેનું ધ્યાન ગિલ્લી ફેંકનારા તરફ રહેવું જોઇએ.

**મહેતાજી**–તેનું ધ્યાન ત્યાં ન હોય તો શું થાય?

**માધવજી**–તે ગિલ્લીને રોકી ન શકે અને પાછી પણ ન વાળી શકે, તેથી દંડો મૂકી દેવો પડે.

**મહેતાજી**–બરાબર. તેવીજ રીતે અહીંઆં આપણે પાઠ વાંચતા હોઇએ તે વખતે તમારૂ ધ્યાન જો ઘેર હોય તો તમને પાઠ બરાબર આવડવાનો નહિ; માટે આપણે ઉપર કહી ગયા તેમ કામ કરતી વખતે કામ કરવું અને રમતી વખતે રમવું. બીજું હું તમને જે જે વાર્તા કહું તે દરેક ઉપરથી બોધ લેવાનું ધ્યાનમાં રાખવું અને પછી તેજ પ્રમાણે વર્તવું. પેલી પુતળીની પેઠે એક કાનેથી સાંભળીને બીજે કાનેથી કાઢી ન નાખવું; નહિ તો તેની માફક તમારી કિંમત પણ કોડીનીજ થશે.

**જીવણરામ**–સાહેબ,એ વાત મહેરબાની કરીને કહો તો ઠીક.

**મહેતાજી**–આજે તો હવે વખત થઇ ગયો છે, માટે કાલે કહીશું; પણ આજે આપણે જે વાત કહી ગયા તે ઉપરથી તમે સાર શું લીધો ? બોલો જોઇએ શંકરલાલ ?

**શંકરલાલ**–સાહેબ, આજની વાત ઉપરથી સાર એ લેવાનો કે, જે કામ કરવું તે બરાબર મન દઇને કરવું, તે વખતે બીજી ત્રીજી બાબતમાં ધ્યાન ન રાખવું.

**મહેતાજી**–શાબાશ, હવે કાલે પેલી પુતળીની વાત કરીશું.

## ૨–બંધુભાવ

પરમેશ્વરની આ પ્રજા, સઘળો છે સંસાર;
એક કુટુંબી આપણે, એક પિતા પરિવાર.

**મહેતાજી**–રામપ્રસાદ, કાલે આપણે કયી વાત કહી ગયા ?

**રામપ્રસાદ**—સાહેબ, કાલે આપણે **પાંડવ–કૌરવની** વાત કહી ગયા. તેમાં તેઓ ગુરુને ત્યાં ભણવા ગયા અને તેમની પરીક્ષા લેવાઇ; ત્યાં સુધીની વાત આપે કહી હતી.

**મહેતાજી**–બરાબર છે. કહો **અર્જુન**લાલ, આપણે કાલે તે વાત ઉપરથી શું સાર લીધો હતો ?

**અર્જુનલાલ**–દરેક કામ બરાબર ધ્યાન રાખીને કરવું.

**મહેતાજી**–બોલો **ર**તિલાલ, આજે કયી વાત કરીશું ?

**રતિલાલ**–કાણી પુતળીની વાત કહેવાનું આપે કહ્યું હતું.

**મહેતાજી**–બરાબર. કહો ત્યારે, તમારામાંથી કોઇએ **અ**-

કબર કે બીરબલનું નામ સાંભળ્યું છે ?

**શંકરલાલ**–જી હા, ઇતિહાસમાં અકબર બાદશાહનું નામ આવે છે. વળી મેં 'સમ્રાટ અકબર' એ નામની ચોપડી પણ વાંચી છે.

**મહેતાજી**—તમારી વાત બરાબર છે. જ્યારે મહિના દોઢ મહિનાની મોટી રજા પડે, ત્યારે 'સમ્રાટ અકબર' નું પુસ્તક અને 'બાદશાહ અને બીરબલ' ની ચોપડી વાંચવા બધા છોકરાઓને હું ભલામણ કરૂ છું; કેમકે તેમાંથી તમને એ બહુજ ભલા બાદશાહનો મહિમા તથા દેશાભિમાન વગેરે ઘણી બાબતો સમજવાની મળશે, તેમજ ગમત સાથે જ્ઞાન મળશે. શંકરલાલ, અકબર બાદશાહવિષે તમે વધુ કાંઈ જાણો છો?

**શંકરલાલ**–જી હા, અકબર દિલ્લીનો બાદશાહ હતો. તે પોતે મુસલમાન છતાં બધા ધર્મોને માન આપતો તથા હિંદુ અને મુસલમાનોને સરખા ગણીને રાજ્યમાં એકસરખી રીતે જગ્યાઓ આપતો.

**મહેતાજી**–શાબાશ છે, શંકરલાલ ! જુઓ છોકરાઓ, આપણે પણ અકબર જેવા થવું જોઇએ. કોઇ પણ માણસ પછી ગમે તો તે હિંદુ હોય, મુસલમાન હોય, અંગ્રેજ હોય કે પારસી હોય, તે બધાને આપણે આપણા ભાઇ સમાન ગણવા જોઇએ; અને તેઓની સાથે તકરાર ન કરતાં સંપીને રહેવું જોઇએ, ખરી રીતે તેઓ આપણા ભાઇઓજ છે.

**ચીમનલાલ**–સાહેબ, આપે કહ્યું કે તેઓ ખરી રીતે આપણા ભાઇઓ છે, તો તે કેવી રીતે ?

**મહેતાજી**–**ચીમનલાલ**, આપણે બધા કોના પુત્રો છીએ ?

**ચીમનલાલ**-સાહેબ, આપણા માબાપના પુત્રો છીએ.

**મહેતાજી**-ચીમનલાલ, એ તો ખરૂં; પણ આપણને બધા-ને એટલે કે આ આખા જગતનાં પ્રાણીઓને, પશુપંખીઓને, હિંદુ, મુસલમાન, અંગ્રેજ, પારસી વગેરેને કોણે બનાવ્યા છે?

**ચીમનલાલ**-એ બધાનો બનાવનાર તો પરમેશ્વર છે.

**મહેતાજી**-એ તમને કોણે શીખવ્યું?

**ચીમનલાલ**-સાહેબ, એક ચોપડીમાં કવિતા છે કેઃ-

એ ઇશ્વર તું એક છે, સર્જ્યો તેં સંસાર;
પૃથ્વી પાણી પર્વતો, તેં કીધાં તૈયાર.

**મહેતાજી**-બસ, હવે તમે બધા સમજ્યા હશો કે, આપણા બધાનો બનાવનાર એક પરમેશ્વર છે; અને એમ છે તો પછી આપણે બધા ભાઇઓ કહેવાઇએ કે નહિ? બોલો ચીમનલાલ.

**ચીમનલાલ**-જી હા. હવે હું સમજ્યો.

**મહેતાજી**-વળી જુઓ, તમારી જૂની ચોપડીમાં પણ એક કવિતા છે કેઃ-

પરમેશ્વરની આ પ્રજા, સઘળો છે સંસાર;
એક કુટુંબી આપણે, એક પિતા પરિવાર.
કાળા ગોળા કોઈ છે, ધનહીણા ધનવાન;
કહો ન હલકો કોઈને,સઘળા એક સમાન.

માટે આપણે બધાની સાથે ભાઇ તરીકે વર્તીએ તો આપણા પિતા પરમેશ્વર રાજી થાય. હવે આપણે આપણી વાત આગળ ચલાવીએ. અકબર બાદશાહની પાસે બીરબલ નામનો વજીર હતો. તે બહુજ ડાહ્યો, વિવેકી અને ચતુર હતો. એની ચતુરાઈથી ખુશ થઈને બાદશાહ ઇનામો આપતો, ત્યારે બાદ-

શાહના બીજા નોકરો તેની અદેખાઇ કરતા હતા. એક વખતે બીરબલના બધા દુશ્મનો ભેગા થયા અને વિચાર કરવા લાગ્યા કે, આપણે ગમે તેમ કરીને પણ બીરબલની લાજ લઇએ તો ઠીક થાય. એક જણાએ બધાને કહ્યું કે, ભાઈઓ, મારે ત્યાં જયપુરનો એક કારીગર આવ્યો છે અને તે બહુજ હુંશિયાર છે; માટે આપણે તેની પાસે કાંઈ કારીગરી કરાવીને બીરબલની લાજ લઇએ. આ વાત બધાંને પસંદ પડી. પછી કારીગરને ત્યાં બોલાવ્યો અને બધી વાત કહી દેખાડી. તેણે કહ્યું કે, ખુશીથી હું તમારૂં કામ કરી આપીશ; પણ મને છ મહિનાની મુદત આપો અને મને જે ચીજો જોઈએ તે અપાવો. બધાએ એ વાતની હા પાડી, એટલે તે પોતાનું કામ કરવા બેસી ગયો.

છ મહિના થયા એટલે તે કારીગર ત્રણ સોનાની પુતળીઓ બનાવી લાવ્યો. તે ત્રણે એકસરખા કદની હતી. આંખોમાં પણ સરખી, વજનમાં પણ સરખી અને ત્રણેનાં ઘરેણાં પણ સરખાં હતાં. આ ત્રણ પુતળીઓને એક બાજઠ ઉપર મૂકીને તેણે બીરબલના દુશ્મનોને કહ્યું કે, આની કિંમત તમે બધા કરો. તે બધાએ તપાસી તપાસીને જોઇ, પણ સરખી હતી તેથી કિંમત કહી શકયા નહિ. ગામના કારીગરોને બોલાવીને પણ તે બતાવી; પણ બધાએ કહ્યું કે, ત્રણે પુતળીઓ કિંમતમાં સરખી છે. પછી તે કારીગરે કહ્યું તમારી પરીક્ષા બરાબર નથી. હવે આ પુતળી બીરબલને બતાવવા હું કચેરીમાં લાવીશ અને તેની લાજ લઈશ. આથી બીરબલના દુશ્મનો બહુ રાજી થયા. પછી બીજે દિવસે અકબર બાદશાહની કચેરીમાં તે કારીગર આવ્યો અને ત્રણે પુતળીઓ મૂકી તેની કિંમત કરાવવા વિનતિ કરી. બાદ-

શાહે તેને ખૂબ તપાસીને તથા તેનું વજન પણ કરાવીને કહ્યું કે, આ તો બધીજ સરખી છે. કારીગરે કહ્યું સાહેબ, જો એ બધી સરખી કિંમતની હોત તો હું આપની પાસે શું કામ લાવત ? હવે આપ કૃપા કરીને આની કિંમત આપના હુંશિયાર ગણાતા **બીરબલ** પાસે કરાવો.

બાદશાહે **બીરબલ** સામું જોતાં તે ઉભો થયો અને પુતળીઓ તપાસીને તેણે બાદશાહના કાનમાં કહ્યું કે, કામ જરા કઠિન હોવાથી એક મહિનાની મુદત જોઇએ. બાદશાહે કારીગરને કહી એક મહિનાની મુદત અપાવી. પછી **બીરબલ** ત્રણે પુતળીઓ પોતાને ઘેર લઇ ગયો.

**મહેતાજી**—કપિલરાય, મેં હમણાં શી વાત કરી ?

**કપિલરાય**—સાહેબ, આ રણછોડદાસ મને વાત કરાવતા હતા, એટલે મારૂં ધ્યાન તેમાં ન રહ્યું.

**મહેતાજી**—કાલની વાત ઉપરથી તમે આવોજ સાર લો તો પછી વાર્તા કહેવાની જરૂર શી છે ? હવેથી એવી ભૂલ કરશો નહિ. કાલની વાત ઉપરથી શું સાર લેવાનો છે, તે યાદ છે કે નહિ, રણછોડદાસ ?

**રણછોડદાસ**—જી હા. જે કામ કરવાનું હોય તેમાં બરાબર ધ્યાન રાખવું.

**મહેતાજી**—તમે તે પ્રમાણે વર્ત્યા છો ?

**રણછોડદાસ**—જી ના, મારી ભૂલ થઇ તે માફ કરો.

**મહેતાજી**—**મેઘજીભાઈ**, આપણે ક્યાંસુધી વાત કહી ગયા છીએ ?

**મેઘજીભાઈ**—સાહેબ, બીરબલે એક મહિનાની મુદત માગી

અને ત્રણે પુતળીઓ ઘેર લઇ ગયો ત્યાંસુધી.

**મહેતાજી**—પછી તપાસ કરતાં કરતાં વીસ દિવસ તો વહી ગયા, તોપણ **બીરબલ** કંઇ કળી શકયો નહિ. **બીરબલને** ખાવાનું, પીવાનું કે કોઇની સાથે બોલવાનું પણ ગમતું ન હતું; પણ પછી બહુ ઉંડી તપાસ કરતાં તેને મુદ્દો સમજાયો. પછી **બીરબલ** ત્રણે પુતળીઓ લઇને રાજી થતો થતો કચેરીમાં ગયો અને બાદશાહને કહ્યું કે, હજુર, આ ત્રણે પુતળીઓની કિંમત આ પ્રમાણે છેઃ–પહેલીની કિંમત એક કોડીની છે; બીજીની સવા લાખની છે; અને ત્રીજીની તો કિંમતજ થઇ શકે તેમ નથી.

બાદશાહે કહ્યું–**બીરબલ**, આ પહેલી પુતળી સોનાની છે, તેની ડોકમાં સાચાં મોતીની માળા છે અને આંખમાં હીરા છે, તોપણ તેની કિંમત તું એક કોડીની કરે છે તેનું કારણ શું? **બીરબલે** કહ્યું કે, આપ કારીગરને પૂછી જુઓ કે મેં કિંમત કરી છે તે ખરી છે કે ખોટી? એ જો કહે કે ખરી, તો પછી આપને અને આ કચેરીનાં સર્વ માણસોને સમજાવું. પછી બાદશાહે તે કારીગરને પૂછ્યું કે, **બીરબલે** જે કિંમત કરી છે તે સાચી છે કે ખોટી? કારીગરે કહ્યું જી, સાચી. પછી બાદશાહે **બીરબલને** કહ્યું કે, હવે તું સમજાવ.

પછી **બીરબલે** પાણીથી ભરેલું એક તપેલું સભામાં મંગાવી તેમાં પહેલી પુતળીને મૂકી; એટલે તરતજ તેના કાન પાસે પાણીના પરપોટા થવા મંડયા અને બડબડ બડબડ અવાજ થવા માંડયો. પછી **બીરબલે** કહ્યું ગરીબપરવર, આ પુતળીને બન્ને કાને સોંસરાં કાણાં છે; એટલે એક કાનમાં રેડેલું પાણી બીજે કાને તે તરત કાઢી નાખે છે; માટે તેની કિંમત એક કોડીની છે.

હવે આ બીજી પુતળીના એકજ કાનમાં કાણું છે અને બીજું કાણું મોંમાં છે. તેના કાનમાં નાખેલું પાણી મોંમાંથી નીકળે છે એટલે પહેલી પુતળી કરતાં તે ઠીક છે; માટે તેની કિંમત રૂપિયા સવાલાખની; અને ત્રીજી પુતળીના કાનમાં પાણી નાખીએ તેટલું હૃદયમાંજ ઉતરે છે, તે માટે તે અમૂલ્ય છે.

આ જવાબ સાંભળીને બાદશાહ અને આખી સભા અજબ થઈ. બાદશાહે **બીરબલને** મોટું ઈનામ આપ્યું; અને પેલો કારીગર ઝંખવાણો પડીને **બીરબલની** માફી માગવા લાગ્યો. પછી તેણે **બીરબલના** દુશ્મનોની વાત કહી દેખાડી. બાદશાહ એ વાત સાંભળીને એ બધા ઉપર બહુજ ગુસ્સે થયો અને તેઓને સજા કરવા જતો હતો; પણ **બીરબલે** આજીજી કરીને બધાને માફી અપાવી. બોલો **અર્જુનલાલ**, તમે આ વાર્તામાંથી શું સાર લીધો ?

**અર્જુનલાલ**–આપણને જે વાત કહેવામાં આવે તે ત્રીજી પુતળીની માફક આપણા મનમાં બરાબર ઠસાવી રાખવી.

**મહેતાજી**–બીજો, કાંઈ સાર કહેશો, **નર્મદાશંકર** ?

**નર્મદાશંકર**–જી હા, પહેલી પુતળીની માફક એક કાનેથી સાંભળી બીજે કાને વાત કાઢી નાખવી નહિ.

**મહેતાજી**–હવે પુતળીની વાત મૂકી દો. બીજો જે કાંઈ સાર વાતમાંથી નીકળી શકે તે તમે બોલો, હરજીવનદાસ !

**હરજીવનદાસ**–સાહેબ, આપણે **બીરબલની** પેઠે બુદ્ધિ વાપરવી અને કઠિન કામમાં ન મુંઝાતાં ધીરજથી વિચાર કરવો.

**મહેતાજી**–વાહ વાહ, તમારી વાત પણ બરાબર છે. કુબેરલાલ, તમે કાંઈક વિશેષ સાર કહેશો ?

**કુબેરલાલ**–હા જી. આપણે **બીરબલની** પેઠે દુશ્મનોને માફી

આપવી અને અપકારને બદલે ઉપકાર કરવો.

**મહેતાજી**–શાબાશ, શાબાશ. હવે કાંઈ સાર બાકી છે ? જેને બોલવું હોય તે ઉભા થાઓ.

( કોઈ ઉભા ન થતાં **શંકરલાલ** ઉભા થયા. )

**શંકરલાલ**–સાહેબ, આપણે અકબર બાદશાહની પેઠે હિંદુ મુસલમાન, અંગ્રેજ, પારસી વગેરેને નાત-જાતનો ભેદ નહિ ગણતાં સરખા ગણવા અને બધાની સાથે ભાઇઓની માફક વર્તવું

**મહેતાજી**–ઘણુંજ સરસ. હવે આવતી કાલે હું તમને તે ઉપર એક રાજાની વાત કહીશ.

# ૩–સર્વનો પ્રભુ એક છે, પણ જૂદા જૂદા નામથી ઓળખાય છે.

લેશે કોઇ અલ્લા નામ, રટશે કોઈ મુખથી રામ;
હિંદુ મુસલમાન હરેક, ઇશ્વર સર્વનો છે એક.
વૉટર, આબ, જળ, કહેવાય, જૂદાં નામ માત્ર જણાય;
અળગી વસ્તુ નહિ અક્કેક, ઈશ્વર સર્વનો છે એક.

**મહેતાજી**–મગનલાલ, કાલે આપણે કયી વાત કહી ગયા ?

**મગનલાલ**–અકબર અને બીરબલની.

**મહેતાજી**–આજે આપણે કયી વાત કહેવાના છીએ, વેણીલાલ ?

**વેણીલાલ**–એક રાજાની વાત કહેવાનું આપે કહ્યું હતું.

**મહેતાજી**–બરાબર છે. હવે આપણે વાત શરૂ કરીએ. એક રાજા હતો, તેને પક્ષી પાળવાનો બહુજ શોખ હતો; એટલે તે જૂદી જૂદી જાતનાં, જૂદા જૂદા રંગનાં, જૂદા જૂદા રાગવાળાં અને જૂદા જૂદા દેશનાં પક્ષીઓ બહુ ભેગાં કરતો હતો. તે રાજાની પાસે એક બહુરંગી પક્ષી હતું. એક દિવસે તે પક્ષી લઇને એક નોકર રાજાના મહેલના દરવાજા પાસે બેઠો હતો, તે વખતે એક પાસેના ગામડાનો ખત્રી ત્યાં આવી ચઢયો. તે પક્ષીનો રંગ તે વખતે રાતો હતો. તે થોડીવાર ત્યાં ઉભો રહ્યો અને પછી થોડે છેટે આવેલા એક વડના ઝાડ નીચે જઇને બેઠો. થોડીવાર પછી ત્યાં એક બીજો ખત્રી આવ્યો, તે વખતે તે પક્ષીનો રંગ લીલો હતો. તે થોડીવાર ત્યાં ઉભો રહ્યો અને પછી તે પેલાજ વડ નીચે આવીને બેઠો. ત્યાં આવીને પ્રથમ આવનાર ખત્રીને તેણે કહ્યું કે, ભાઇ **રામજી**, પેલું પક્ષી જોયું ? કેવા સરસ લીલા રંગનું છે ? ત્યારે તે બોલ્યો:–ભાઇ **ખીમ**જી, તારી આંખે કાંઇ ઝાંખ તો નથી આવી ? તે પક્ષીનો રંગ તો ચણોઠી જેવો લાલચોળ છે. **ખીમ**જીએ કહ્યું:–ચાલ,ચાલ,જુઠાબોલા! હું હજી આ ઘડીએજ જોઇને આવું છું અને મને ખોટો પાડે છે? આ પ્રમાણે વાદવિવાદ ચાલતો હતો, તેવામાં તેમનો ઓળખીતો એક ભાવસાર ત્યાં આવ્યો અને પૂછયું કે, તમે કેમ લડો છો ? એટલે બન્નેએ પોતાની વાત તેને કહી દેખાડી; ત્યારે તે ભાવસાર કે જેનું નામ **પદમશી** હતું તે બોલ્યો:–ભાઈ, તમે બન્ને ખોટા છો. હું હજી આ ઘડીએજ તે પક્ષીને જોઇને આવું છું તેનો રંગ તો કાળો શાહી જેવો છે. આ સાંભળીને **ખીમજી** બોલ્યો. અલ્યા **પદમશી**, શું તું મને આં-

ધળો ગણે છે? તું ઘરડો છે, એટલે બરાબર જોઈ નહિ શકતો હોય! પદમશીએ કહ્યું:-તમે બન્ને છતી આંખે આંધળા છો; જો મારૂં કહેવું ન માનતા હો તો ચાલો મારી સાથે, હું તમારી ખાત્રી કરી આપું! આમ રકઝક ચાલે છે, તેટલામાં તેમના ગામનો એક ભીમો નામનો કણબી આવ્યો અને આ ત્રણેને લડતા જોઇને બોલ્યો કે, તમે કેમ લડી મરો છો? પછી તે બધાએ પોતાની વાત કહી દેખાડી, ત્યારે ભીમો પટેલ હસીને બોલ્યો:-અલ્યા, તમે ત્રણે આંધળા છો આંધળા! હું આ ઘડી હજી જોઇને આવું છું, એ પક્ષીનો રંગ તો બગલાની પાંખ જેવો ધોળો છે! નકામા શું બાઝી મરો છો? આ સાંભળીને પેલા ત્રણ જણા ભીમાને મારવા દોડયા અને ચારે વચ્ચે ધમાધમી થઈ રહી તથા મોટો શોર થયો. તે સાંભળીને અડખે પડખેથી બે-ચાર માણસો દોડી આવ્યા અને પેલો પક્ષીવાળો સિપાઈ પણ ત્યાં આવ્યો. તેઓએ પેલા ચાર જણને છૂટા પાડયા અને લડવાનું કારણ પૂછ્યું. ત્યારે તેમણે બધી વાત કહી દેખાડી. તે સાંભળીને પેલા માણસો અને તે સિપાઈ ખૂબ હસ્યા. પછી પેલા પક્ષીને બતાવીને તેણે કહ્યું:-જુઓ, આનો રંગ કેવો પીળો છે? ભલા માણસો, આ તો બહુરંગી પક્ષી છે અને પાંચ પાંચ મિનિટે પોતાનો રંગ બદલે છે, તમે નાહક લડી મુઆ. આ વાત સાંભળીને પેલા ગામડીઆઓ પણ અચંબો પામી હસ્યા અને પછી પોતાને ગામ ગયા. કહો રામપ્રસાદ, હવે તમે શું સાર કાઢયો?

**રામપ્રસાદ**—જે વાત જોઇએ અથવા સાંભળીએ, તે સંબંધી ખૂબ તપાસ કરવી અને બધી વિગત જાણવી; નહિ તો

પેલા ગામડીઆઓની પેઠે નાહક તકરાર થાય.

**મહેતાજી**-તે બરાબર છે, પણ જે ખરો સાર છે તે તે રહી જાય છે. સાંભળો, જેમ પક્ષી એકજ હતું, પણ તે જૂદા જૂદા રંગ બદલતું હતું; તેમ પ્રભુ તો એકજ છે, પણ તે જૂદા જૂદાં રૂપ લે છે. કોઇ વાર તે **રામ** થાય, કોઇ વાર **કૃષ્ણ** થાય, કોઇ વાર **મહમદ** થાય, કોઈ વાર **ઈસુ ખ્રિસ્ત** થાય અને કોઇ વાર **જરથોસ્ત** થાય! એને જેમ અનુકૂળ પડે તેમ તે અવતાર લે છે; પણ મુદ્દે તો તે એકજ છે. જેમ પેલા ગામડીઆઓ પેલા પક્ષીના જૂદા જૂદા રંગને જોઇને લડતા હતા, તેમ આપણે બધા પ્રભુનાં જૂદાં જૂદાં નામમાટે-જેવાં કે **રામ, ખુદા, અલ્લાહ, ગૉડ પેગંબર** વગેરેથી તકરાર કરીએ છીએ. જેમ પાણી છે તેને કેટલાક જળ કહે છે, કેટલાક આબ કહે છે, કેટલાક વારિ કહે છે, કેટલાક વૉટર કહે છે, કેટલાક તન્ની કહે છે; પણ જૂદા જૂદા નામથી તે કાંઈ બદલાઇ જતું નથી, તેમ પરમેશ્વર પણ જૂદા જૂદા નામથી બદલાઇ જતા નથી. વળી આપણે સર્વ પણ તેના પુત્રો હોવાથી ભાઇઓજ છીએ; માટે આપણે સંપીને અને સ્નેહથી ચાલવું જોઇએ. હવે કાલે આપણે અપકારને બદલે ઉપકાર કરવાવિષે બીજી વાત કરીશું.



# ૪—અપકારને બદલે ઉપકાર

અવગુણ ઉપર ગુણ કરે, એ સજ્જન અભ્યાસ;
જો સુખડ સળગાવીએ, આપે સરસ સુવાસ.

**મહેતાજી**—કેમ હરજીવનદાસ, આજે કયી વાત કહીશું ?

**હરજીવનદાસ**—સાહેબ, આપે કાલે અપકારને બદલે ઉપકાર કરવા વિષેની વાત કહેવાનું કહ્યું હતું.

**મહેતાજી**—ઠીક, તમે કોઇએ **ચંદ્રહાસ**નું નામ સાંભળ્યું છે?

(**મગનલાલ** ઉભા થયા.)

**મગનલાલ**—જી હા, મેં સાંભળ્યું છે; એટલુંજ નહિ પરંતુ એક દિવસ મારા વડીલ સાથે કથા સાંભળવા ગયેલો ત્યારે **ચંદ્રહાસ**નુ પૂરૂં આખ્યાન મેં સાંભળ્યું હતું અને તે મને બહુ ગમ્યું હતું.

**મહેતાજી**—બરાબર, **ચંદ્રહાસ**નું આખ્યાન બહુ સારૂં છે. આજે આપણે તેની વાત કહીશું. કેરલ નામનો એક દેશ હતો. ત્યાં સુધાર્મિક નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને એક પુત્ર થયો. તે બહુ રૂપાળો હતો. વળી તે હસમુખો અને બોલવામાં વિવેકી હતો. જેમ જેમ તે મોટો થતો ગયો, તેમ તે લોકોમાં બહુ પ્રિય થઇ પડયો; અને બધા તેનાં બહુ વખાણ કરવા લાગ્યા. રાજકુમારનાં વખાણ સાંભળીને રાજાના પિત્રાઇઓ તેની બહુ અદેખાઇ કરવા લાગ્યા અને આડાંઅવળાં બહાનાં કાઢીને સુધાર્મિક રાજાસાથે લડાઈ કરી. લડાઇમાં રાજા મરા-

યો અને રાણી પોતાના એકના એક રાજકુમારને એક વિશ્વાસુ દાસીને સોંપીને સતી થઇ.

દાસી તે રાજકુમારને લઇને તે રાજ્યમાંથી નાસી છૂટી અને ફરતાં ફરતાં કુંતલપુર કરીને શહેર હતું, તેમાં આવીને રહી. થોડા દિવસ પછી તે દાસી પણ મરી ગઇ અને રાજકુમાર એકલો થઇ ગયો. આ વખતે તેની ઉંમર સાતેક વર્ષની હતી. તે બોલવામાં બહુજ હુંશિયાર હતો અને મીઠું મીઠું બોલતો, તેથી લોકો તેને બોલાવતા–ખવરાવતા–પીવરાવતા તથા લૂગડાં પણ આપતા.

કુંતલપુરનો જે રાજા હતો તે બહુ નબળો હતો; તેથી ખરેખર રાજ્ય તો તે રાજાનો પ્રધાન દુષ્ટબુદ્ધિજ કરતો હતો. રાજાને માત્ર મહેલ, ગાડી–ઘોડા વગેરે મોજ–મજા કરવાની વસ્તુઓજ તે આપતો હતો. દુષ્ટબુદ્ધિ બહુ દુષ્ટ હતો, તેથી તેનામાં દયા તો હતીજ નહિ. હવે એક વખતે તે પ્રધાને પોતાના બાપનું શ્રાદ્ધ હતું તે દિવસે બ્રાહ્મણોને જમવા નોતર્યા. બ્રાહ્મણો જમવાની તૈયારી કરતા હતા,ત્યાં પેલો રાજકુમાર,જેને સૌ દાસીપુત્ર તરીકે ઓળખતા હતા તે ત્યાંથી નીકળ્યો. બધા બ્રાહ્મણોએ તેને ત્યાં બોલાવ્યો અને પ્રધાનની રજા લઇને જમવા બેસાડયો. જમ્યા પછી સૌની સાથે પેલો દાસીપુત્ર બેઠો હતો ત્યાં પ્રધાન આવ્યો અને તે બાળકનું ચળકતું કપાળ જોઇને તેના મનમાં લાગ્યું કે, આ કોઈ મોટાનો છોકરો હોવો જોઇએ. પછી પ્રધાને બ્રાહ્મણોને પૂછ્યુ કે, તમે આ બાળકનું ભવિષ્ય કહી શકશો ? ત્યારે તે બધામાંથી એક વિદ્વાન હતો તેણે કહ્યું કેઃ–પ્રધાનજી, તે મોટો પરાક્રમી, શૂરવીર, દાનેશ્વરી અને ભક્ત થશે અને વળી તે આપનો જમાઇ થશે.

આ સાંભળીને દુષ્ટબુદ્ધિ પ્રધાનને બહુ ક્રોધ થયો અને મનમાં નક્કી કર્યું કે,આ બાળકને હું મરાવી નાખું; નહિ તો મારી આબરૂ જશે. આવી રીતે વિચાર કરીને તે બ્રાહ્મણોનું ભવિષ્ય 'ખોટું' પાડવા તે પ્રધાને બે ચંડાળોને બોલાવ્યા અને હુકમ કર્યો કે, પેલો દાસીપુત્ર ગામમાં રખડયા કરે છે તેને જંગલમાં લઈ જઇને મારી નાખો અને મારી ખાત્રીમાટે કાંઇ નિશાની લાવી આપો, એટલે હું તમને ઇનામ આપીશ.

પ્રધાનના હુકમને તાબે થઇને ચંડાળો તે કુમારને ફોસલાવીને જંગલમાં લઇ ગયા અને મારવાની તૈયારી કરી. છોકરો હુંશિયાર હતો એટલે ચંડાળ પાસેથી રજા લઇને તે પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યોઃ-" હે પ્રભુ! તમે મને આ દુ ખમાંથી બચાવો. આ જગતમાં આપના સિવાય મારૂ કોઈ છે નહિ. આપ મને મદદ નહિ કરો તો કોણ કરશે ?" આ પ્રમાણે આંખમાં આંસુ લાવીને પ્રાર્થના કરી, એટલે પેલા ચંડાળોને દયા આવી અને તેની છઠ્ઠી આંગળી હતી તેજ માત્ર કાપીને તેને કહ્યું કે, તું અહીંથી બહુ દૂર નાસી જા અને ફરીથી અહીં આવીશ નહિ. ચંડાળોએ તે પછી ગામમાં આવીને પ્રધાનને છઠ્ઠી આંગળી નિશાની માટે આપી. એટલે તેણે રાજી થઇને તેમને ઇનામ આપ્યુ.

હવે પેલો કુમાર કેટલેક દૂર જઇ રોતો રોતો એક ઝાડ નીચે બેઠો. એવામાં ચંદનાવતી નગરીનો રાજા કુલીદ શિકાર કરીને પાછો આવતો હતો. તેણે પેલા બાળકને રોતો જોયો,એટલે તે ઝાડ પાસે આવ્યો. બાળકની સાથે વાતચીત કરતાં તે બહુ રાજી થયો અને પોતાને પુત્ર નહોતો તેથી તેણે મનમાં વિચાર કર્યો કે, મારા ઉપર પ્રભુએ કૃપા કરીને આ બાળક મોકલ્યો

છે; માટે એને હું પુત્રતરીકે રાખીશ. પછી તે તેને પોતાન નગરમાં તેડી ગયો અને ખૂબ ભણાવ્યો-ગણાવ્યો તથા યુદ્ધકળ પણ શીખવી. તેનું નામ **ચં**દનાવતી ઉપરથી ચંદ્રહાસ પાડ્યું

તે મોટો થતો ગયો તેમ તેમ રાજ્યના કામમાં પણ ભાગ લેતો ગયો અને પ્રભુની ભક્તિ પણ વધારે વધારે કરતો ગયો કુલીંદ રાજા વૃદ્ધ થયો, એટલે રાજ્ય **ચં**દ્રહાસને સોંપ્યુ; પણ તે સાથે એટલી આજ્ઞા કરી કે, કુંતલપુરના પ્રધાન દુષ્ટબુદ્ધિએ આપણાં સો ગામ હરામનાં લઇ લીધાં છે; પણ તે બહુ દુ અને બળવાન હોવાથી કદી તું તેની સાથે લડતો નહિ. તે પ્ર માણે વર્તવા **ચં**દ્રહાસે વચન આપ્યું. **ચં**દ્રહાસનો દાખલો જો ઇને તેની પ્રજા તથા સર્વ નોકરોમાં ભક્તિભાવ વધ્યો. તે એટલ સુધી, કે કેટલાક મહિના પછી **ચં**દ્રહાસે પોતાના સેવકોને ખંડણી ભરવા કુંતલપુર મોકલ્યા. તે દિવસે અગિયારશ હતી તેથી **ચં**દ્રહાસના સેવકોએ ઉપવાસ કર્યો અને દુષ્ટબુદ્ધિએ તે જમવા તેડયા, પણ તેઓ જમવા ગયા નહિ. આથી દુષ્ટબુદ્ધિ બહુ માઠું લાગ્યું અને **ચં**દ્રહાસના સેવકોનું અપમાન કરી કાઢ મૂકયા તથા ખોટું બહાનું કાઢી **ચં**દનાવતી ઉપર ચડાઇ કરી

**ચં**દ્રહાસને આથી ક્રોધ ચઢવા છતાં કુલીંદ રાજાને વચ આપેલું હોવાથી કજીઆનું મોં કાળું કરવા દુષ્ટબુદ્ધિની સાથે લડા ન કરતાં તેને સામે લેવા ગયો; અને તેનો સારી રીતે સત્કા કરીને ગામમાં લઇ આવ્યો. કુલીંદ રાજા પણ તે વ હાજર હતો તેને દુષ્ટબુદ્ધિએ પૂછ્યું કે, આ પુત્ર તમને શી રીતે પ્રાપ્ત થયો ? કુલીંદે કહ્યું કે, હું એક વખત શિકારેથ આવતો હતો, તે વખતે એક ઝાડ નીચે તે રોતો રોતો બેઠો હતો

મેં તેને રોવાનું કારણ પૂછ્યું, ત્યારે તેણે કહ્યું કે મારી છઠ્ઠી આંગળી ચંડાળો કાપી ગયા તેથી મને બહુ પીડા થાય છે. પછી મને આ બાળક ઉપર દયા આવી અને મારે પુત્ર નહોતો તેથી મેં તેને પુત્રતરીકે રાખ્યો છે. રાજાની આ વાત સાંભળીને દુષ્ટબુદ્ધિને પેલા દાસીપુત્રની તથા ચંડાળોની વાત યાદ આવી અને મનમાં બહુ ગુસ્સે થયો. તે વિચાર કરવા લાગ્યો કે, જો તે જીવતો હશે તો મારો જમાઈ થશે અને મારી આબરૂ જશે; માટે તેને તો ગમે તેમ કરીને મારી નખાવું તો ઠીક. આવો વિચાર કરીને તેણે એક યુક્તિ શોધી અને કુલીંદ રાજાને કહ્યું કે ભાઇ, મારે એક જરૂરનો કાગળ મારા પુત્ર ઉપર મોકલવો છે; માટે આ તમારા પુત્રને તે આપવા મોકલશો ? કુલીંદે હા પાડવાથી કાગળ લઇ જવા **ચંદ્રહાસ** તૈયાર થયો. **દુષ્ટબુદ્ધિએ** નીચે પ્રમાણે પત્ર લખ્યો હતોઃ—

**ભાઇ મદન,**

રૂપ, ગુણ કે ઉંમરનો કાંઇ પણ વિચાર કર્યા વિના આ ચીઠ્ઠી લાવનારને તુરત વિષ દઇ દેજો. લી૦ **દુષ્ટબુદ્ધિ**

કાગળ **ચંદ્રહાસને** આપીને કહ્યું કે, આ તમે હાથોહાથ મારા પુત્ર **મદનને** આપજો.

(આ વખતે એક છોકરાથી અરર એમ અવાજ થઈ ગયો.)

**મહેતાજી**-ભાઈ, એ કોણે અવાજ કર્યો ?

**ચુનીલાલ**-સાહેબ, આ **નવનીતરાયથી** એમ બોલાઇ ગયું છે.

**મહેતાજી**—કેમ **નવનીતરાય**, તમે બોલ્યા ?

**નવનીત**—જી હા, મને એમ લાગ્યું કે, હવે બિચારો **ચંદ્રહાસ** નક્કી મરાશે; તેથી મારાથી અરરર બોલાઈ ગયું.

**સહેલાજી**—તમે કેવા દયાળુ છો તે આ ઉપરથી જણા
આવે છે, પણ તમારે મુંઝાવું નહિ. કહેવત છે કે 'જે
રામ રાખે તેને કોણ ચાખે ?' માટે હવે શું થાય છે તે જુએ

કાગળ લઇને **ચંદ્રહાસ** સાંજ પડતાં કુંતલપુર નજી
આવી પહોંચ્યો. રસ્તા ઉપર એક બગીચો આવવાથી તે ત
જઇ થાક ખાવા બેઠો; પણ એટલામાં તો તેને નિદ્રા આવ
ગઇ. તે બગીચો **દુષ્ટબુદ્ધિ** પ્રધાનનો હતો. સાંજે પ્રધાન
પુત્રી કે જેનું નામ **વિષયા** હતું તે પોતાની દાસીઓ સાં
ત્યાં ફરવા આવી. ફરતાં ફરતાં તેણે **ચંદ્રહાસને** જોયો અ
તેની પાસે ચીઠ્ઠી પડેલી હતી તે જોઈ. ચીઠ્ઠી વાંચીને તે
વિચાર થયો કે, ઉતાવળમાં મારા પિતાજીએ 'વિષયા'
બદલે 'વિષ' લખ્યું છે, કારણ કે આવા રૂપગુણવાળાં
કોઇ ઝેર દેવાનું લખે નહિ. વળી મારા પિતા મારેમાટે પ
તિની શોધમાંજ છે, પણ પોતે નહિ આવી શક્યા હોય તેથ
આ ચીઠ્ઠી લખી હશે. આમ વિચારીને તેણે એક સળી લીધ
અને પોતાની આંખમાંના આંજણવડે 'વિષ' શબ્દની પડખે
'યા' અક્ષર ઉમેરીને ચીઠ્ઠી હતી ત્યાં મૂકી દીધી.

ચંદ્રહાસ જાગ્યો, એટલે ચીઠ્ઠી લઇને પ્રધાનના મહેલમ
ગયો અને **મદનને** ચીઠ્ઠી આપી ચીઠ્ઠી વાંચી **મદને** તો ત
રતજ બ્રાહ્મણોને બોલાવ્યા અને **ચંદ્રહાસની** સાથે પોતાન
બહેન **વિષયાને** પરણાવી. થોડા દિવસ પછી **દુષ્ટબુદ્ધિ** શહેરમાં
આવ્યો અને ચંદ્રહાસને જીવતો જોઇને તથા પોતાનો જમાઇ
થએલો જોઇને બહુજ ખીજાઈ ગયો અને ગમે તેમ કરીને
પણ તેને મારી નંખાવવા વિચાર કરવા લાગ્યો. છેવટે એક

યુક્તિ શોધી કાઢીને તેણે એક દિવસે ચંદ્રહાસને કહ્યું કે, ગામથી એક ગાઉ દૂર અમારી કુળદેવી છે ત્યાં તમે એકલા આજ રાત્રે પગે લાગવા જજો. આ માટે ચંદ્રહાસે હા પાડી. પ્રધાને ચંડાળોને બોલાવી હુકમ કર્યો કે, આજ રાત્રે અમારી કુળદેવીને પગે લાગવા એક જુવાન રાજકુમાર આવે તેને તમે મારી નાખજો.

હવે તે ગામનો રાજા કુંતલિક બહુ માંદો થઈ ગયો અને મરવાની તૈયારીમાં હતો. ચંદ્રહાસ તેની પાસે જતો આવતો એટલે રાજાને તેના ઉપર બહુ હેત હતું. રાજાએ પ્રધાનના પુત્ર મદનને રાત્રે બોલાવી કહ્યું કે, અત્યારે ને અત્યારે ગમે ત્યાંથી તું ચંદ્રહાસને મારી પાસે લાવ. મદન ચંદ્રહાસને શોધવા નીકળ્યો, ત્યારે ચંદ્રહાસ કુળદેવીને મંદિરે જતો હતો. મદને ચંદ્રહાસને કહ્યું કે, લાવો, હું તમારી વતી પૂજા કરવા જઇશ અને તમે રાજા પાસે જાઓ. તેઓ તમને બહુ યાદ કરે છે. આથી ચંદ્રહાસ રાજા પાસે ગયો. ત્યાં રાજાએ પોતાની એકની એક પુત્રીને બોલાવીને ચંદ્રહાસના હાથમાં તેનો હાથ સોંપ્યો અને કહ્યું કે, આજથી આ તમારી પત્ની છે. પછી બ્રાહ્મણોને બોલાવીને તેમનાં લગ્ન કર્યાં અને તેઓ ફૂલદડે રમતાં બજારમાંથી નીકળ્યાં. આ મોટો વરઘોડો જોવા પ્રધાને પોતાના મહેલની બારીમાંથી ડોકીઉં કર્યું અને રાજકુંવરી સાથે ચંદ્રહાસને જોયો, ત્યારે તો તેને મૂર્છા આવી ગઇ. પછી ભાન આવતાં તેણે એક સિપાઇને મોકલ્યો અને કહ્યું કે, તું ચંદ્રહાસને પૂછી આવ કે, કુળદેવીને મંદિરે પૂજા કરવા કેમ નથી ગયા? ચંદ્રહાસે જવાબ કહેવરાવ્યો કે, મારીવતી પૂજા કરવા મદનભાઇ ગયા છે. આ ખબર સાંભળતાં પ્રધાન પોતે ઘોડે ચઢીને

એકદમ ત્યાં ગયો; પણ ત્યાં **મદન**નું મડદું પડયું હતું ! આ જોઈને પ્રધાન બહુ રોવાકૂટવા લાગ્યો પણ શો ઉપાય ? માં ગામમાં જઇને શું મોઢું બતાવવું ? આમ વિચારીને તેણે આપઘાત કર્યો.

લગ્નના કામથી પરવારીને **ચંદ્રહાસે** **મદન**ની ખબર કઢાવી પણ કાંઇ ખબર ન આવવાથી તે પોતે મંદિરે ગયો અને ત્ય **મદન** અને પ્રધાનનાં મડદાં જોયાં. આથી તેને બહુ ખેદ થયો પછી પોતાની સાથળમાંથી લોહી કાઢી તે દેવીને પ્રસન્ન કરવ. મંડયો, પણ દેવી પ્રસન્ન ન થયાં. છેવટે પોતાનું માથું કાપવા જાય છે ત્યાં દેવીએ દર્શન દીધાં અને વરદાન માગવા કહ્યું. **ચંદ્રહાસે** માગ્યું કે, આ બન્નેને જીવતા કરો. તે પ્રમાણે તે બન્નેને દેવીએ જીવતા કર્યા. આથી **દુષ્ટબુદ્ધિ**ની આંખ ઉઘડી અને તે સમજ્યો કે, ખરેખર **ચંદ્રહાસ** બહુ લાયક છે; અને મેં તેનાપર ઘણા અપકાર કર્યા તોપણ તેણે તો મારી ઉ-પર ઉપકાર કર્યા. પછી સૌ આનંદથી ઘેર ગયા. **ચંદ્રહાસ**ને કુંતલપુરનું રાજ્ય આપ્યુ અને **મદન**ને તેનો પ્રધાન બનાવ્યો. કહો **મગનલાલ**, તમે હવે આ વાતમાંથી શું સાર કાઢો છો ?

**મગનલાલ**–જે માણસ અપકારને બદલે ઉપકાર કરે છે, તેનું પ્રભુ હમેશાં સારૂંજ કરે છે.

**મહેતાજી**–બીજું કાંઇ **રતિલાલ** ?

**રતિલાલ**–જી, હા. જે કોઇ ખરા મનથી પ્રભુપ્રાર્થના કરે છે, તેને પ્રભુ **ચંદ્રહાસ**ની માફક બચાવે છે.

**મહેતાજી**–બીજું કાંઇ, **રામપ્રસાદ** ?

**રામપ્રસાદ**–જે બીજાનું બૂરૂં કરવા જાય, તેનું પોતાનુંજ

બૂરૂં થાય છે, માટે કોઇનું બૂરૂં કરવું નહિ.

**મહેતાજી**-તે ઉપર કાંઈ કહેવત તમને સાંભરે છે, **શાંતિલાલ**?

**શાંતિલાલ**-જી, હા. 'ખોદે તે પડે.'

**મહેતાજી**-શાબાશ, હવે બીજો કાંઈ સાર તમે કહો, **અર્જુન**લાલ.

**અર્જુનલાલ**-જે કોઈ સારા હોય છે, તે હમેશાં અપકારને બદલે ઉપકારજ કરે છે. **દુષ્ટબુદ્ધિએ ચં**દ્રહાસને દુઃખ દેવામાં બાકી ન રાખ્યું છતાં **ચં**દ્રહાસે તેનું સારૂંજ કર્યું, માટે હમેશાં અપકારને બદલે ઉપકારજ કરવો.

**મહેતાજી-ચં**દ્રહાસ બીજાઓને કેમ બહુ ગમતો હતો તેનું કારણ તમને ખબર છે, **મુકું**દરાય?

**મુકુંદરાય**-જી, હા. તે બહુ હસમુખો અને વિવેકી હતો.

**મહેતાજી**-બરાબર, આજે આપણે આટલેથી બંધ રાખીશું અને કાલે આપણે બીજી એવીજ એક વાત કહીશું.

---

# ૫—ગરીબનો અનાદર નહિ કરવાવિષે

કબીર ગર્વ ન કીજીએ, રંક ન હસીએ કોય;
અબી તો નાવ સમુદ્રમેં ના જાને કયા હોય.

---

**મહેતાજી**-કેશવલાલ, આપણે પહેલે દિવસે કોની વાત કરી હતી, તમને યાદ છે?

**કેશવલાલ**-હા જી, **પાં**ડવ-કૌરવોની અને તેમની પરીક્ષાની.

**મ્હેતાજી**—બરાબર. હરિલાલ, **પાંડવો** અને **કૌરવોના** ગુરુનું નામ શું ?

**હરિલાલ**—દ્રોણ, સાહેબ.

**મ્હેતાજી**—ઠીક. આજે હવે હું તમને તે **દ્રોણગુરુ** અથવા તો **દ્રોણાચાર્ય** સંબંધી વાત કહું છું. **દ્રોણ** જ્યારે અગ્નિવેશ નામે બ્રાહ્મણને ત્યાં ભણતા હતા; ત્યારે **પૃષદ** રાજાનો પુત્ર **દ્રુપદ** પણ ત્યાંજ ભણતો હતો. તે બન્નેને બહુજ ભાઈબંધી હતી. બન્ને સાથે રમતા, સાથે જમતા અને સૂતા પણ સાથેજ. ભણી રહ્યા પછી સૌ નિશાળીઆઓ પોતપોતાને ગામ ગયા. **દ્રોણની** સ્થિતિ ગરીબ હતી, એટલે તે પોતાના ભાઇબંધ દ્રુપદ રાજા પાસે ગયો અને તેને આશીર્વાદ આપી ઉભો રહ્યો. રાજાએ પૂછ્યું કે, તું કોણ છે ? ત્યારે **દ્રોણે** કહ્યું કે, હું તારો ભાઇબંધ **દ્રોણ** છું અને આપણે બન્ને સાથેજ ભણતા હતા. હું બહુ ગરીબ સ્થિતિમાં હોવાથી તારી પાસે ભિક્ષા માગવા આવ્યો છું. દ્રુપદે કહ્યુંઃ—હું રાજા અને તું ભિખારી; આપણા વચ્ચે ભાઇબંધી નજ હોય. રાજાનો મિત્ર તો રાજાજ હોય; માટે તું અહીંથી સવેળા ચાલ્યો જા, નહિ તો સિપાઇ પાસે કઢાવી મૂકીશ. આ વચનથી **દ્રોણની** છાતી ભેદાઇ ગઇ. તે ત્યાંથી ચાલી નીકળ્યો અને ગમે તેમ કરીને તેનો અહંકાર ઉતારવો એમ તેણે મનમાં નિશ્ચય કર્યો.

તે હસ્તિનાપુર ગયો અને ત્યાં **પાંડવો**, **કૌરવો** અને બીજા રાજકુમારોને બાણવિદ્યા શીખવી. પછી જ્યારે ભણાવવાનુ કામ પૂરૂં થયુ, ત્યારે શિષ્યોએ ભેગા થઇને ગુરુજીને કહ્યું—મહારાજ, હવે ગુરુદક્ષિણા માગો; અમે આપના ઘણા દેવાદાર

છીએ. આ સાંભળીને ગુરુ બોલ્યાઃ–હે શિષ્યો, ગુરુદક્ષિણામાં માત્ર હું એટલુંજ માગું છું કે, તમે દ્રુપદ રાજાને બાંધીને મારી પાસે લઈ આવો.

પહેલાં કૌરવો ગયા પણ તે બધાને દ્રુપદે હરાવ્યા. પછી પાંડવો ગયા અને તેઓ દ્રુપદને પકડીને ગુરુ પાસે લઈ આવ્યા. દ્રોણે કહ્યું:–કેમ દ્રુપદ, તારાં અહંકારનાં વચનો યાદ આવે છે કે ? તેં કહ્યું હતું, કે, રાજાનો મિત્ર રાજાજ હોય. હે મિત્ર, તું કદાચ મારો મિત્ર થવા રાજી નહિ હોય; પણ હુ તો રાજીજ છું. તારીસાથે મિત્રતા બાંધવાજ મેં તારૂં રાજ્ય લીધું છે; પણ હવે તેમાનું અર્ધું હું તને આપુ છું અને અર્ધું હું રાખુ છું. આ સાંભળીને દ્રુપદ દ્રોણને પગે પડયો અને માફી માગી કહ્યું કે, જગતમા જો મિત્ર હો તો તમારા જેવા ઉદાર મિત્રજ હજો. પછી દ્રુપદને છોડી મૂકયો અને શિષ્યો પણ રાજીખુશીથી પોતાને મુકામે ગયા. કેમ ચુનીલાલ, તમે આ વાતમાથી શું સાર લીધો ?

**ચુનીલાલ**—જે માણસ અહંકાર કરે છે, તે વહેલો મોડો બહુ દુ ખી થાય છે, માટે અહંકાર ન કરવો.

**મહેતાજી**—અહંકાર ન કરવો એ વાત ખરી; પણ શેનો અહંકાર ન કરવો શંકરલાલ ?

**શંકરલાલ**—કોઇ પણ બાબતનો; જેમકે રૂપ, ગુણ, ધન, વિદ્યા, તપ, ભક્તિ, બળ વગેરેનો અહંકાર ન કરવો.

**મહેતાજી**—શાબાશ, શંકરલાલ ! હવે **કાનજીભાઇ**, તમે કાંઇ સાર બોલો.

**કાનજીભાઇ**—કોઇ પણ માણસનો આપણે તિરસ્કાર ન કરવો.

**મહેતાજી**-બરાબર. કહો કેશવલાલ, તમે શું સાર લીધો?

**કેશવલાલ**-મિત્રની સાથે કોઇ દિવસ તોછડાઈ ન કરવી અને વખત આવે મિત્રને માટે પ્રાણુ આપવા પડે તોપણ આપવા. વળી મિત્રનો અપકાર ન ગણતાં તેના ઉપર ઉપકાર કરવો.

**મહેતાજી**-વારૂ, બીજું કાંઈ રહી જાય છે, હરિપ્રસાદ?

**હરિપ્રસાદ**-ગુરુની પાસેથી વિદ્યા શીખીને આપણે તેનો ઉપકાર ન ભૂલવો અને જેમ ગુરુ રાજી થાય તેમ કરવું.

**મહેતાજી**-બસ, હવે કાલે તમને **પાંડવો** અને **કૌરવોની** વાત કહીશું અને પછી તેમાંથી શું સાર નીકળશે તે જોઇશું.

---

## ૬-ક્ષમા

ખરૂં વીર-ભૂષણુ ને, પરમ ધરમ સાર,
ક્ષમા ક્ષમા ક્ષમા વિના, અવર ન ધારજો;
શરણુ આવેલકેરાં, દુઃખ શોક દૂર થવા,
અમિ ભરી આંખડી, હસીને હસાવજો.

---

**મહેતાજી**-આજે વલ્લભદાસ અને ત્રિભોવનદાસને કેમ ઉભા રાખ્યા છે, મોનીટર?

**મોનીટર**-સાહેબ, અમે બધા પાણી પીવા ગયા ત્યારે ધક્કાધક્કીમાં ત્રિભોવનદાસના હાથમાંથી પાણીનો પ્યાલો વલ્લભ-દાસના પગ ઉપર પડી ગયો. તે માટે ત્રિભોવનદાસે માફી માગી, તોપણ વલ્લભદાસે ગુસ્સે થઇને ત્રિભોવનદાસને એક ઠુંસો

માર્યો, ત્યારે ત્રિભોવનદાસે તેમને એક લપાટ મારી. પછી મેં વચ્ચે પડીને તેમને છૂટા પાડીને કલાસમાં લાવી ઉભા રાખ્યા.

**મહેતાજી**–તમારે બન્નેને બહુજ શરમાવા જેવું છે.આવી રીતે જો વર્તો તો પછી તમને જે બોધદાયક વાત કહીએ છીએ તેનું ફળ કયાં રહ્યું ! માણસો કેટલી બધી ક્ષમાદૃષ્ટિ રાખે છે, તે ઉપર હું તમને વાત કહું તે સાંભળો.

**મગનલાલ**–સાહેબ, કાલે તો આપે એમ કહ્યું હતું કે, **પાં**ડવો અને કૌરવોની વાત કહીશું.

**મહેતાજી**–**મ**ગનલાલ, તમારી વાત બરાબર છે, પણ હું તમને જે વાત કહીશ તેમાં બધું આવી જશે સાંભળો.

**પાં**ડવોને રહેવાને તેમના મોટા કાકા ધૃતરાષ્ટ્રે **ખાં**ડવપ્રસ્થ નામનું સ્થળ આપ્યું હતું. તે જો કે પ્રથમ તો મોટું જંગલ હતું, પણ ધીરે ધીરે તેઓએ તેને સુધારીને તેનું મોટું શહેર બનાવ્યું હતું. તે એવું તો સરસ હતું કે લોકો તેને ઇંદ્રપુરી અથવા તો ઇંદ્રપ્રસ્થ કહેતા હતા. ત્યાં એક મોટો મહેલ બાંધ્યો હતો. તેના વાસ્તુ વખતે ઘણા રાજાઓને નોતર્યા હતા અને તેમાં દુર્યોધનને પણ બોલાવ્યો હતો. દુર્યોધન ત્યાં આવીને **પાં**ડવો તથા દ્રૌપદીની સાથે મહેલ જોવા ગયો. તેમાં એક ઠેકાણે એવી કારીગિરી હતી કે, જ્યાં પાણી હતું ત્યાં જાણે સાફ આરસપહાણની જમીન હોય એમ જોનારને લાગે. ત્યાં આવતાં દુર્યોધન છેતરાયો. તે રોફમાં ને રોફમાં ચાલ્યો, એટલે ધબ દઇને પાણીમાં પડ્યો અને તેનાં લૂગડાં ભીંજાયાં. આથી **ભીમ** અને તેના નાના ભાઇઓ તથા દ્રૌપદી હસી પડયાં. આગળ ચાલતાં એક ઠેકાણે પાણી નહોતું, ત્યાં તેને પાણી જેવું લાગ્યું, તેથી

તેણે પોતાનાં કપડાં ઉંચાં લીધાં. આ વખતે પણ **ધર્મરાજા** સિવાય બધાં ખડખડ હસી પડયાં. વળી એક ઠેકાણે બારણા જેવો સુંદર આકાર હતો ત્યાં બારણું ધારી ચાલવા જતાં તેનું માથું અફળાયું અને તે શરમાઇ ગયો. આ વખતે પણ બધાં ખૂબ હસ્યાં. આથી તે મનમાં ખૂબ બળ્યો અને તેઓના ઉપર વેર લેવાનો નિશ્ચય કર્યો. પછી **પાંડવો**એ તેને પોતાનો બધો વૈભવ બતાવ્યો, તેથી પણ દાઝયા ઉપર ડામ જેવું થયું. રાત-દિવસ ચિંતામાં અને ચિંતામાં તેનું શરીર બહુ લેવાઇ ગયું. પછી તેના મામા **શકુનિ**ની સલાહથી **દુર્યોધને** પણ કાંઇક ખુશાલીનું બહાનું કાઢીને **પાંડવો**ને હસ્તિનાપુર બોલાવ્યા.

**પાંડવો** ત્યાં આવ્યા એટલે **ધર્મરાજા**ને જુગટું રમવાનું **દુર્યોધને** કહ્યું. **ધર્મરાજા**નો એવો ઠરાવ હતો કે, જો કોઇ જુગાર રમવાનું કહે તો તેને ના પાડવી નહિ, આથી તે રમવા બેઠા. **ધર્મરાજા**ની સામે **દુર્યોધન**ને બદલે તેનો મામો **શકુનિ** બેઠો. **શકુનિ** રમવામાં બહુ કપટી હતો, એટલે **ધર્મરાજા**ને હરાવતો જ ગયો. રમતાં રમતાં **ધર્મરાજા** રાજપાટ, નોકર-ચાકર, પોતાના ભાઇઓ, પોતાની જાત અને છેવટે પોતાની પત્ની **દ્રૌપદી**ને પણ હારી ગયા અને તેઓ બધાં **દુર્યોધન**નાં દાસ બન્યાં. છેવટે **દુર્યોધન**નો ભાઇ **દુ:શાસન** **દ્રૌપદી**નો લાંબો ચોટલો પકડી તેને સભામાં ઘસડી લાવ્યો અને તેનું પહેરેલું વસ્ત્ર ખેંચવા માંડયું. આથી દુ:ખી થઈ **દ્રૌપદી**એ પ્રભુની પ્રાર્થના કરી કે:-"હે અનાથના નાથ, હે **ગોવિંદ**, હે **દ્વારકાવાસી**, હે **કૃષ્ણ**, તમે મારી મદદે આવો." આ પ્રાર્થના સાંભળીને ભગવાનનું હૃદય પીગળ્યું અને અદૃશ્ય રહીને તેમણે **દ્રૌપદી**ને વિવિ-

ધ રંગનાં ચીર પૂર્યાં. દુઃશાસન એક ચીર ખેંચતો કે બીજું પ્રકટ થતું. આવી રીતે સેંકડો ચીરનો ઢગલો જમીનપર થયો. ચીર ખેંચી ખેંચીને દુઃશાસન થાકયો અને શરમાઇને બેસી ગયો. છેવટે ધૃતરાષ્ટ્રે દ્રૌપદીને કહ્યું કેઃ–"તારી ઇચ્છામાં આવે એવું વરદાન માગ." ત્યારે તેણે વરદાનમાં પોતાના પાંચે પતિઓને દાસપણામાંથી છોડાવ્યા. જતાં જતાં પણ દુર્યોધને ધર્મરાજાને જુગાર રમાડયા અને તેમાં એવી શરત કરી કે, જે હારે તે બાર વર્ષ વનવાસ ભોગવે અને એક વર્ષ છુપા રહે; તેમજ છેલ્લા વર્ષમાં સામા પક્ષવાળા શોધી કાઢે તો ફરીથી બીજાં બાર વર્ષ વનમાં જાય અને એક વર્ષ છુપા રહે. આવી શરત કરીને તેઓ રમ્યા અને તેમાં પણ કપટી શકુનિ જીત્યો. હવે પાંડવો રાજપાટ છોડીને વનમાં ગયા. થોડા વખત પછી કર્ણ, શકુનિ અને દુઃશાસને દુર્યોધનને કહ્યું કેઃ–"આપણે વનમાં જ્યાં પાંડવો છે ત્યાં જઇએ અને તેઓને તમારો વૈભવ બતાવીને સંતાપીએ."

આ વાત સાંભળીને દુર્યોધન બહુજ ભપકાથી પોતાનું લશ્કર અને ભાઇબંધોને લઇને પાંડવો જ્યાં વનમાં રહેતા હતા ત્યાં જવા નીકળ્યો. રસ્તામાં ગંધર્વોના રાજા ચિત્રસેનનું નગર આવ્યું, તે ચિત્રસેનનું અપમાન દુર્યોધને એક વખત કર્યું હતું, તે સંભારીને ચિત્રસેન તથા ગંધર્વોએ દુર્યોધનને હરાવી તેને તથા તેના ભાઇબંધોને કેદ કર્યા.

દુર્યોધનના બે ચાર માણુસો નાસીને પાંડવો પાસે આવ્યા અને દુર્યોધન પકડાયાના સમાચાર આપ્યા. આ વાત સાંભળીને ભીમ તો ખૂબ રાજી થયો અને તેઓને જરાએ મદદ ન

આપવા પોતાનો મત જણાવ્યો; પણ દયાળુ **ધર્મરાજાએ** તેને ખૂબ ઠપકો આપી કહ્યું:–'ભાઈ, તારૂં વેર સમજણવિનાનું છે.આ તો તારો ભાઇ છે, પણ ભાઇ ન હોય અને ગમે તે માણસ સંકટમાં હોય તો તેને પણ આશ્રય આપવો એ આપણી ફરજ છે; માટે ઉતાવળ કરો અને ત્યાં જઇને તેમને મદદ કરો." પછી **ધર્મરાજા** સિવાય બધા ભાઇઓ ત્યાં ગયા અને **ગંધર્વોસાથે** લડયા. લડતાં લડતાં **ચિત્રસેન** અને **અર્જુનનો** ભેટો થયો. તેઓ બન્નેએ એકબીજાને ઓળખ્યા, તેથી લડાઈ બંધ પડી. **ચિત્રસેને** કહ્યું કે:–"ચાલો આપણે **ધર્મરાજા** પાસે જઇએ અને તેમને બધી હકીકત કહીએ. પછી તે હુકમ કરશે તેમ આપણે કરીશું."

તેઓ સર્વે ત્યાં ગયા. પોતાનું અગાઉ કરેલું અપમાન તથા તેઓ કેવા ખરાબ વિચારથી ત્યાં આવ્યા હતા તે પણ **ચિત્રસેને** **ધર્મરાજાને** કહી દેખાડયું; અને કહ્યું કે, હવે આપ જેમ કહો તેમ કરીએ. **ધર્મરાજા** બોલ્યા:–"હે **ગંધર્વરાજ**, આપ મારી-વતી તેને ક્ષમા આપો. તે હજી બાળક છે; માટે તેને જવા દઇ અમારા કુળની લાજ રાખો." પછી **ચિત્રસેને** તેને છોડી દીધો. **ધર્મરાજાએ** **ચિત્રસેનની** પ્રશંસા કરી અને તેમને વિદાય કર્યા પછી **દુર્યોધનને** કહ્યું કે:–"હે ભાઇ, આવું ઉછાંછળું કૃત્ય કદી કરતો નહિ; કેમકે ઉછાંછળા થવાથી કદી પણ સુખ મળતું નથી. હે કુરુપુત્ર, તું તથા તારા સર્વ ભાઈઓ સુખી થાઓ. તારા રાજનગરમાં તું સુખે પાછો જા, શોક કરીશ નહિ." પછી **દુર્યોધન** પોતાને સ્થાનકે ગયો. કહો **મગનલાલ**, હવે તમારે કાંઇ કહેવું છે?

**મગનલાલ**—નાજી,આ વાતમાં તો બધો સાર આવી ગયો.

**મહેતાજી**—કહો હરિલાલ, તમે આમાંથી શું સાર લીધો?

**હરિલાલ**—ધર્મરાજાની પેઠે હમેશાં વેર ભૂલી જઇને ક્ષમા આપવી.

**મહેતાજી**—વલ્લભદાસ, તમે શું કહો છો?

**વલ્લભદાસ**—સાહેબ, મારી ભૂલ થઈ, હવે એવું નહિ કરૂં.

**મહેતાજી**—તમે ત્રિભોવનદાસ?

**ત્રિભોવનદાસ**—સાહેબ,હું પણ હવે બહુજ ધીરજ રાખીશ અને સર્વેને ક્ષમા આપીશ.

**મહેતાજી**—તમે બીજું શું કહો છો **અર્જુન**લાલ?

**અર્જુનલાલ**—કોઇ પણ દિવસ જુગાર ન રમવો; કારણકે જુગાર રમવાથી બહુ દુઃખ ઉત્પન્ન થાય છે.

**મહેતાજી**—બીજું કાંઇ કહેશો, **છો**ટાલાલ?

**છોટાલાલ**—હા જી. કોઇની મશ્કરી ન કરવી; કારણકે તેથી વેર થાય છે અને તેમાંથી ઘણાં માઠાં પરિણામ આવે છે.

**મહેતાજી**—બરાબર છે."હસવામાંથી ખસવું થાય છે"એમ આપણામાં કહેવત છે, તે અક્ષરે અક્ષર સાચી છે. હવે કાલે આપણે બીજી વાત કહીશું.



# ૭—મશ્કરીનાં માઠાં ફળ

મશ્કરી કદી નહિ કોઇની કરો, દેખો ભૂલ સુધારો કરો;
દિલ દુઃખવીએ બીજા તણું, પ્રભુ દીએ સાટું તે તણું.

**મહેતાજી**—નાનાલાલ, કાલે આપણે કયી વાત કહી ગયા?

**નાનાલાલ**—કાલે **ધર્મ**રાજાની ક્ષમાવિષે વાત કરી હતી.

**મહેતાજી**—રણછોડદાસ, **પાં**ડવોને વનમાં જવું પડયું તેનું મૂળ કારણ શું ?

**રણછોડદાસ**—સાહેબ, તેઓ જુગાર રમ્યા તે.

**મહેતાજી**—નહિ, તેઓને દુર્યોધને શામાટે જુગટું રમાડયા તે તમે કહેશો, **રામજી**ભાઇ ?

**રામજીભાઇ**—**પાં**ડવોએ દુર્યોધનની મશ્કરી કરી હતી તેથી તેઓના ઉપર વેર લેવા.

**મહેતાજી**—બરાબર છે. મશ્કરીનાં કેવાં માઠાં ફળ થાય છે તે ઉપર આજ હું તમને એક વાત કહું છું. એક વખત કેટલાક **યાદવ** કુમારો રમવા નીકળ્યા હતા.

**કેશવલાલ**-સાહેબ, **યાદ**વો એટલે કોણ ?

**મહેતાજી**—**યદુ** કરીને એક રાજા હતો; અને તેના વંશમાં ઉત્પન્ન થયેલા પુરુષો તે **યાદ**વો કહેવાતા હતા. તે **યાદ**વો ફરતાં ફરતાં એક તપોવન કે જ્યાં **નારદ**, **વિશ્વામિત્ર** વગેરે ઋષિઓ તપ કરતા હતા ત્યાં આવી પહોંચ્યા. તે બધા જુવાનીઆઓએ વિચાર કર્યો કે, આ બધા ઋષિઓની આપણે કાંક મશ્કરી કરીએ તો ઠીક. વિચાર કરતાં કરતાં તેઓએ એક

યુક્તિ શોધી કાઢી. તેઓએ **શ્રીકૃષ્ણ**નાં મોટાં રાણી **જાંબુવ**તીના પુત્ર **સાંબ**ને સ્ત્રીનાં વસ્ત્ર પહેરાવ્યાં અને પેટપર લોઢાની તાંસળી બાંધીને પેટ મોટું કર્યું. પછી તે બધા ઋષિઓની પાસે ગયા અને એક જણાએ તે સ્ત્રીને બતાવી ઋષિઓને પૂછયું કે:–"આ ગર્ભવતી સ્ત્રી શરમાળ હોવાથી આપને મોં બતાવી શકતી નથી. તેને પુત્રની બહુ ઇચ્છા છે તો આપ કૃપા કરીને જણાવો કે, તેને પુત્ર આવશે કે પુત્રી?" ઋષિઓ ત્રણે કાળને જાણવાવાળા મહા સમર્થ હતા, તેથી તેઓએ જણાવ્યું કે:–"હે નાદાન રાજકુમારો, તમે અમારી મશ્કરી કરો છો; પણ એમાંથી તો તમારા કુળનો નાશ કરનારૂં એક લોઢાનું મુસળ અવતરશે." આ સાંભળીને તે જુવાનીઆઓ બહુ ગભરાઇ ગયા અને ઋષિઓનું કહેવું સાચું છે કે ખોટું તેની ખાત્રી કરવા સારૂ તેઓએ **સાંબ**ને પેટે બાંધેલી તાંસળી છોડી; એટલે તેમાંથી એક લોઢાનું મુસળ નીકળ્યું. તેઓ હવે બહુ પસ્તાવા લાગ્યા; પણ શું કરે? પછી તેઓ પોતાના વડીલ ઉગ્રસેન રાજા પાસે ગયા અને બધી વાત કહી તથા **શ્રીકૃષ્ણ**ને પણ બનેલી હકીકત કહી બતાવી.

**શ્રીકૃષ્ણ** સમજી ગયા કે, જ્યાં પૂજ્ય પુરુષોની મશ્કરી થાય ત્યાં ભુંડુંજ થવાનું છે; છતાં તેમણે તેઓને ધીરજ આપવાને કહ્યું કે:–"તે મુસળના ઝીણા ઝીણા કટકા કરીને સમુદ્રમાં નાખી દો." આથી તેઓ સમુદ્રકાંઠે ગયા અને મુસળના ઝીણા ઝીણા કટકા કરીને તેમાં નાખી દીધા.

પછી એક વખતે **શ્રીકૃષ્ણ** **વસુદેવ** અને ઉગ્રસેન સિવાયના બધા **યાદવો**ને લઇને **પ્રભાસપાટણ**ની યાત્રાએ ગયા. ત્યાં

શ્રીકૃષ્ણ અને બલદેવ સિવાયના બધા યાદવો દારૂ પીને છાકટા થયા અને પોતપોતાની બડાઇ હાંકવા લાગ્યા. વાત કરતાં કરતાં કજીયો વધી પડ્યો અને અંદર અંદર તેઓ યુદ્ધ કરવા લાગ્યા. લડતાં લડતાં બાણો ખૂટી ગયાં અને ધનુષ્યો ભાગી ગયાં. પછી તેઓએ સમુદ્રને કાંઠે ઉગેલી પાનો ખેંચી કાઢી. તે પાનો લોઢાની મુસળ થઈ પડી અને યાદવો તે પાનોથી લડી લડીને કપાઇ મુવા. માત્ર એક શ્રીકૃષ્ણુજ બાકી રહ્યા; તે પીંપળાના ઝાડની નીચે બેઠા હતા. એક શિકારીએ દૂરથી હરણ જાણીને તેમના તરફ બાણ મૂક્યું, તે તેમને વાગ્યું. શિકારી તેમની પાસે આવી પહોંચતાં તેણે પોતે કરેલી ભૂલની માફી માગી. ભગવાને તેને ક્ષમા આપી અને પછી પોતે પણ સ્વધામ પધાર્યા. કહો રતિલાલ, તમે આમાંથી શું સાર લો છો?

**રતિલાલ**—કોઇની મશ્કરી કરવી નહિ; કારણ કે તેનું પરિણામ બહુ ખરાબ આવે છે.

**મહેતાજી**—બરાબર. બીજો શું સાર નીકળશે છોટાલાલ?

**છોટાલાલ**—કોઈ દિવસ દારૂ કે બીજી કૅફી ચીજ ન પીવી; કારણ કે તેથી ભાન ભૂલી જવાય છે અને ન કરવાનું થઇ જાય છે.

**મહેતાજી**—બરાબર. હવે તમે કાંઇ બોલો, હિંમતલાલ.

**હિંમતલાલ**—આપવડાઇ ન કરવી, કારણ કે તેથી ક્લેશ થઇને વખતે મારામારી અને કાપાકાપી પણ થઇ જાય છે.

**મહેતાજી**—હવે કાંઈ રહી જાય છે, મથુરદાસ?

**મથુરદાસ**—ભગવાને જેમ શિકારીને માફી આપી; તેમ આપણને કોઇ જાણે કે અજાણે ગાળ દે, મારી જાય કે રસ્તે

ચાલતાં અજાણે કચરો નાખે તો તેને માફી આપવી જોઈએ.

**મહેતાજી**—શાબાશ, એ પ્રમાણે વર્તવું જો કે કઠણ છે, પણ ધીમે ધીમે તેમ કરવા મહેનત કરવી જોઈએ. મોટા માણસો હમેશાં ક્ષમાજ બતાવે છે. કાલે આપણે એક બીજી વાત કહીશું.

## ૮—સાહસ ન કરવાવિષે

વગર વિચાર્યું જે કરે, પાછળ તે પસ્તાય;
દેખો એવાં કામથી, જાન ભલેરા જાય.

**મહેતાજી**—આજે હવે આપણે...............

**પટાવાળો**—સાહેબ, આ ગોવિંદજી આજે છાપરા ઉપર ચડયા હતા અને તેમણે નળીઆં ભાગી નાખ્યાં છે.

**મહેતાજી**—ઠીક છે, હું તે સંબંધી તપાસ કરી ઘટતું કરીશ; તમે હવે જાઓ.

**પટાવાળો**—બહુ સારૂં, સાહેબ.

**મહેતાજી**—કેમ ગોવિંદજી, આજે છાપરે કેમ ચડયા હતા?

**ગોવિંદજી**—સાહેબ, હું અને **વનમાળીદાસ** આપણા વર્ગની બારી પાસે ઉભા હતા. હું પછવાડે વાડામાં નીચો વળી જોવા ગયો એટલે મારી ટોપી પડી ગઈ; તેથી છાપરા ઉપર ચડી વંડીએ ઉતર્યો અને પછી ત્યાંથી વાડામાં ઠેકડો માર્યો.

**મહેતાજી**—પાછા શી રીતે ઉપર ચડયા?

**ગોવિંદજી**—**વનમાળીદાસે** તેનો ફેંટો નાંખ્યો તે પકડીને હું ઉપર ચડી ગયો.

**મહેતાજી**—ગોવિંદજી, તમે બહુજ સાહસ કર્યું. છાપરે ચડતાં કે વાડામાં ઠેકતાં, કે ફેંટો તૂટતાં તમે નીચે પડી ગયા હોત તો તમારા શા હાલ થાત ? એક તો તમને વાગત અને તમારી ફજેતી થાત. આ તમારો પહેલો ગુન્હો છે, માટે હું તમને માત્ર એક કલાક ઉભા રહેવાની સજા કરૂં છું. ફરીથી આવી ભૂલ ન થાય તેની બહુ સંભાળ રાખજો. હવે આજે આપણે કયી વાત કહીશું, હરજીવનદાસ ?

**હરજીવનદાસ**—સાહેબ, સાહસ નહિ કરવા વિષે વાત કહો તો ઠીક.

**મહેતાજી**—બરાબર છે. આજે આપણે એ સંબંધીજ વાત કહીશું. તમે **અર્જુન**નુ નામ તો સાંભળ્યુ છે. તે **અર્જુન**ને અભિમન્યુ નામનો એક પુત્ર હતો અને તેને **પરીક્ષિત** નામે દીકરો હતો. તે **પરીક્ષિત** રાજા એક વખત શિકારે નીકળ્યો. શિકાર કરતાં કરતાં તે પોતાના માણસોથી વિખૂટો પડી ગયો. તે બહુ થાકી ગયો હતો અને તરસ પણ બહુ લાગી હતી. ફરતાં ફરતાં છેટેથી તેણે એક ઝુંપડી જોઇ, તેથી પોતાના ઘોડાને તે તરફ હાંકયો. ઝુંપડીએ આવીને જોયું તો **શમીક** નામના ઋષિ પ્રભુના ધ્યાનમાં બેઠા હતા. તેમને પગે લાગીને તેણે કહ્યું:—"મહારાજ, મને તૃષા બહુ લાગી છે; માટે થોડું પાણી આપો." પણ ઋષિ તો ધ્યાનમાં હતા એટલે સાંભળે ત્યારેને ! રાજાએ ત્રણ ચાર વખત પાણી માગ્યુ, પણ તેને કાંઈ જવાબ ન મળ્યો; તેથી તેને લાગ્યું કે, આ ઋષિ ઢોંગ કરીને બેઠા છે; માટે હું પણ જો ખરો રાજા હોઉં તો એને ખબર પાડું. રાજા ઉભો થયો અને પાસે એક મુએલો સર્પ હતો તે બાણથી ઉંચકીને

ઋષિની ડોકમાં નાખ્યો અને પછી હરખાતો હરખાતો પોતાના નગરમાં ગયો.

પછી કેટલાક ઋષિકુમારોએ, આ વાત શમીક ઋષિનો પુત્ર શૃંગી નદીકાંઠે નહાતો હતો તેને કહી. આ સાંભળીને તે ઋષિ-બાળકે શાપ આપ્યો કે, મારા પિતાની જેણે મશ્કરી કરી છે તેને આજથી સાતમે દિવસે નાગ કરડશે. પછી તેણે આશ્રમે આવી પિતાની ડોકમાંથી સર્પ કાઢયો. ઘણીવાર થઇ તોપણ ઋષિ જાગૃત થયા નહિ, ત્યારે તેના પુત્રને એમ લાગ્યુ કે, હવે મારા પિતા મરી ગયા છે. આમ ધારીને તે બહુ રોવા લાગ્યો. આથી ઋષિ જાગી ઉઠયા અને રોવાનું કારણ પૂછયું; ત્યારે તેણે બધી વાત કહી દેખાડી.

રાજાને શાપ આપેલો સાંભળીને ઋષિ બહુ દિલગીર થયા અને કહ્યું:–"હે પુત્ર, તેં બહુ સાહસ અને ખોટું કામ કર્યું. ભૂખતરસની પીડાથી રાજાએ આવું સાહસ કામ કર્યું હશે; આપણે બ્રાહ્મણોએ તો હમેશાં ક્ષમાજ રાખવી જોઇએ. વળી તે રાજા આપણો રક્ષક છે. હે પુત્ર, આપણામાં શિક્ષા કરવાની શક્તિ હોય છતાં પણ કોઇ નિંદા કરે, ગાળો દે, મશ્કરી કરે, અપમાન કરે કે વખતે મારી પણ લે, તે છતાં તેને ક્ષમા આપવી તેજ સૌથી ઉત્તમ ધર્મ છે." પછી ઋષિએ પોતાના એક શિષ્યને પરીક્ષિત રાજા પાસે મોકલ્યો અને કહેવરાવ્યું કે:–"મારા નાદાન છોકરાએ તમને શાપ આપ્યો છે; માટે હું બહુ દીલગીર છું, પણ હવે તમે દાન, ધર્મ અને સત્પુરુષોનો સમાગમ કરજો, કે જેથી તમને મુક્તિ મળે." દરમિયાન રાજા પોતાને મહેલે ગયો અને પાણી પીને શાંત થયો; એટલે પોતે જે સાહસ

કામ કર્યું હતું તેને માટે પસ્તાવો કરવા લાગ્યો. એટલામાં પેલો શિષ્ય પણ ત્યાં આવ્યો અને ગુરુએ કહેલાં વચનો કહી દેખાડયાં. તે સાંભળીને **પરીક્ષિત** પોતાના પુત્ર **જનમેજયને** રાજપાટ સોંપીને ગંગાકાંઠે ગયો. ત્યાં મહાત્મા **શુકદેવજીએ** તેને સાત દિવસ **ભાગવતની** કથા સંભળાવી અને છેવટે તે રાજા મુક્તિને પામ્યો. હરજીવનદાસ, તમે આ વાતમાંથી શું સાર લો છો?

**હરજીવનદાસ**—કોઈની મશ્કરી ન કરવી; કારણકે તેથી બહુ માઠું પરિણામ આવે છે.

**મહેતાજી**—**મણિલાલ**, તમે કાંઇ સાર બોલો.

**મણિલાલ**—ઋષિપુત્ર **શૃંગીની** પેઠે કોઈ પણ કામ ક્રોધને વશ થઇને ન કરવું; કારણ કે તેથી પાછળથી પસ્તાવું પડે છે.

**મહેતાજી**—**નટવરલાલ**, એકલા ઋષિપુત્ર પેઠે કે કોઇ બીજાની પેઠે પણ ખરૂં ?

**નટવરલાલ**—હા જી, **પરીક્ષિતની** પેઠે પણ ખરૂ; કારણ કે તેણે પણ તરસને લઈને સાહસ કામ કર્યું; માટે એકે કામ વિચાર કર્યાવિના નજ કરવું.

**મહેતાજી**—ઠીક, બીજું કાંઈ **ચુનીલાલ** ?

**ચુનીલાલ**—**શમીક** ઋષિની પેઠે આપણે પણ બહુ ક્ષમા રાખવી અને આપણા દુશ્મનનું પણ ભલું થાય તેમ કરવું.

**મહેતાજી**—શાબાશ, **ચુનીલાલ**! હવે કાલે વળી કાંઇ બીજી વાત કહીશું.



## ૯—પ્રાણીમાત્ર ઉપર દયા રાખવાવિષે

દયા ધર્મકો મૂળ હે, પાપ મૂળ અભિમાન;
તુલસી દયા ન છાંડીએ, જબ લગ ઘટમેં પ્રાણ.

**મહેતાજી**—કેમ પ્રાણજીવનદાસ, કાલે ક્રિકેટ રમવા જતાં શું તોફાન થયું હતું?

**પ્રાણજીવનદાસ**—સાહેબ, હું અને રતિલાલ જતા હતા એવામાં ત્યાંથી બે ગધેડાં નીકળ્યાં. પછી હું લાકડી લઈને તેમની પાછળ દોડયો અને તેમને ખૂબ દોડાવ્યાં; એટલે રતિલાલ મારા ઉપર ખીજયો. ત્યારે મેં તેને કહ્યું કે, એમાં તારા બાપનું શું જાય છે, અમે ગમે તેમ કરીશું.

**મહેતાજી**—પ્રાણજીવનદાસ, તમે સાચું બોલ્યા તેથી હું ખુશી થયો છું; પણ રતિલાલને તમે જે ઉત્તર આપ્યો, તે સાંભળી હું બહુ નારાજ છું. તમારો વાંક હતો અને તમને રતિલાલે સારી શિખામણ આપી, તેથી ચોર-કોટવાળને દંડે તેમ ઉલટા તમે તેના ઉપર નારાજ થયા. વળી માત્ર મસ્તી કરવાની ખાતરજ તમે રાંક ગધેડાંને દોડાવ્યાં એ ઠીક ગણાય? તમારા જેવા છોકરાને એ બહુ શરમાવા જેવું છે.

**પ્રાણજીવનદાસ**—સાહેબ, હું મારી ભૂલ કબૂલ કરું છું અને રતિલાલની માફી માગું છું, હવે એવું કામ નહિ કરું.

**મહેતાજી**—બેસી જાઓ. જુઓ છોકરાઓ, આપણે અહીં જે વાર્તા કહેવામાં આવે છે, તે કાંઈ માત્ર વખત ગાળવા કે

તમને રાજી કરવા કહેવામાં આવતી નથી; પણ તેમાંથી સાર લઈ તે પ્રમાણે ચાલો તે માટે કહેવામાં આવે છે. પ્રાણજીવનદાસે ગમત ખાતર આજે ગધેડાંને દોડાવ્યાં અને કાલે તે મને ગમત ખાતર મારશે; પણ ગધેડાં થયાં એટલે શું તેમને મારવાં ? જુઓ, મુગાં પ્રાણીઓ ઉપર દયા રાખવા વિષે વાત કહું છું તે સાંભળો.

**શિબિ** નામનો એક રાજા હતો. તે બહુજ દયાળુ હતો, તેથી લોકો તથા દેવો પણ તેનાં વખાણ કરતા. એક વખત તેની પરીક્ષા લેવાને **અગ્નિદેવે** હોલાનું રૂપ લીધું તથા ઇંદ્રદેવે બાજનું રૂપ લીધું અને રાજા સભા ભરીને બેઠો હતો ત્યાં હોલો થરથરતો અને કંપતો તેના ખોળામાં જઇને પડચો. રાજા એકદમ ચમકચો, પણ પછી તે હોલાને લઇને ખૂબ થાબડચો. થોડી વાર થઈ એટલે બાજ ત્યાં આવ્યો. પાછો બાજને જોઇને હોલો ધ્રુજવા અને કંપવા લાગ્યો. આથી રાજાએ તે બાજને બહાર કાઢવા માંડચો; એટલે તે બાજે માણસના જેવી વાણીથી કહ્યું-

હે રાજા, તું ધર્મી છે તો હોલો મારૂં ભક્ષ્ય છે, માટે તે તું મને આપી દે. હે રાજા, હું બહુ ભૂખ્યો છું અને મારૂં આખું કુટુંબ પણ ભૂખ્યું છે; માટે જો તું એને નહિ આપે તો અમે મરી જઇશું અને તેનું પાપ તને લાગશે.

**રાજા**—હે ભાઇ,જો તું ભૂખ્યો હોય તો તું કહે તેટલું ખાવાનું તને આપું અને વળી તારી સ્ત્રી તથા છોકરાં માટે પણ જોઇએ તેટલું આપું.

**બાજ**—મારે બીજો ખોરાક જોઇતો નથી. મારે તો તે હોલોજ જોઇએ.

આ સાંભળીને હોલો રોતો રોતો બોલ્યોઃ—

હે રાજા, તમે અનાથના નાથ છો, વળી હું તમારે શરણે આવ્યો છું; માટે મારૂં રક્ષણ કરવું એ તમારો ધર્મ છે. તમે જો મને સોંપી દેશો તો હું મરી જઈશ. વળી મારી પાછળ મારૂં કુટુંબ પણ મરી જશે અને એનું પાપ તમને લાગશે.

આ સાંભળીને રાજા બહુ મુંઝાયો અને શું કરવું તેના વિચારમાં પડ્યો. પછી તેણે બાજને કહ્યુંઃ—

હે ભાઇ, હોલો મારે શરણે આવ્યો છે અને શરણે આવેલાને ઉગારવો એ અમારો ધર્મ છે; માટે તમે હોલા સિવાય બીજું કાંઇ ખાવાનું માગી લ્યો.

રાજાની પરીક્ષા લેવા આવેલા બાજે કહ્યુંઃ—

જો એમજ હોય તો આ હોલાની ભારોભાર તમારા શરીરનું માંસ આપો.

આ સાંભળીને સભાનાં બધાં માણસો બાજ ઉપર ખીજાઇ ગયાં; પણ શિબિ રાજાએ કહ્યુંઃ—

ભાઇઓ, તમે એના ઉપર ગુસ્સે થશો નહિ. મારાં એવાં ભાગ્ય ક્યાંથી કે મારા શરીરનું માંસ એક અનાથ પક્ષીને બચાવવાના કામમાં આવે! માટે ગડબડ મૂકીને ત્રાજવાં લાવો.

થોડીવારમાં ત્રાજવાં આવ્યાં. એક છાબડામાં હોલાને મૂક્યો અને બીજામાં પોતાના શરીરમાંથી માંસ કાપીને રાજાએ મૂકવા માંડ્યું, પણ જેમ જેમ માંસ કાપીને તે મૂકતો ગયો તેમ તેમ હોલાવાળું છાબડું ઉલટું નીચું નમતું ગયું; એટલે કે હોલો વજનમાં વધતોજ ગયો. આમ કાપતાં કાપતાં રાજાના શરીરમાં માંસનો થોડો ભાગ બાકી રહ્યો એટલે રાજાએ પોતાનું

માથું કાપવાની તૈયારી કરી; પણ તેટલામાં અગ્નિએ અને ઇંદ્રે પોતપોતાનું ખરૂં રૂપ બતાવ્યું. રાજાના શરીર ઉપર તેઓએ હાથ ફેરવ્યો એટલે તે જેવો હતો તેવો થઈ ગયો. પછી તેઓએ તેને કહ્યું:-"હે રાજા, અમે તારી પરીક્ષા કરવા આવ્યા હતા. અમે તને બહુજ ધન્યવાદ આપીએ છીએ. તું ખરેખર બહુજ દયાળુ છે. તેં તારા જીવની પણ દરકાર ન રાખી, એટલે અમે તને આશીર્વાદ આપીએ છીએ કે, દુનિયામાં તારી કીર્તિ ચારે કોર ફેલાય અને તું આવાં અને આવાં પરોપકારી કામ કરતો રહે." પછી દેવો અદૃશ્ય થઈ ગયા. કેમ **નારણદાસ**, આમાંથી તમે શું સાર લેશો?

**નારણદાસ**—આપણે પ્રાણીમાત્રને સરખાં ગણીને સૌના ઉપર દયા રાખવી.

**મહેતાજી**—ઠીક, તમે કાંઈ બોલશો **વેણીલાલ**!

**વેણીલાલ**—હા જી. શરણે આવેલાનું આપણે રક્ષણ કરવું.

**મહેતાજી**—બરાબર છે.જુઓને તમારી પાસે પણ કોઈ આવીને કહે કે હું તારી ગાય છું તો તમે તેનું રક્ષણ કરો છો અને તેના વતી લડવા પણ તૈયાર થઈ જાઓ છો. હવે બીજો સાર કોઈ કહેશે?

**સર્વ છોકરાઓ**—ના જી,હવે કાંઇ સાર બાકી રહેતો નથી.

**મહેતાજી**—જુઓ, **શિબિ** રાજાએ જેમ પોતાની પરીક્ષા વખતે ધીરજ રાખી; તેમ તમારે પણ પરીક્ષા વખતે તેમજ જ્યારે દુઃખ આવી પડે, ત્યારે ધીરજ રાખતાં શીખવું જોઇએ. કેમ ખરૂં છે કે નહિ?

**સર્વ છોકરાઓ**-હા, જી.

**મહેતાજી**—હવે આજે આપણે આટલેથી અટકીશું;અને કાલે બીજી વાત કહીશું.

## ૧૦—બીજાઓના સુખને માટે સ્વાર્પણ

પારકાને માટે સદા, છોડતાં પોતાનું વીરા !
મહા ધન મળ્યું માની, આનંદ ઉછાળજો;
માથાકેરો વાઢનાર, વેરી તમ હોય તેનું,
ભલું થાય તેવું સદા, અંતર વિચારજો.

**મહેતાજી**-હરજીવનદાસ,આજે **શં**કરલાલ કેમ દેખાતા નથી?

**હરવજીનદાસ**—સાહેબ, નિશાળે આવતાં મને તે રસ્તામાં મળ્યા હતા અને કહ્યું હતું કે,હું આજે કદાચ જરા મોડો આવીશ.

( **શં**કરલાલ આવે છે. )

**શંકુરલાલ**—સાહેબ, વર્ગમાં આવું ?

**મહેતાજી**—અહોહો, સંભારતાંજ આવી પહોંચ્યાને શું ! આવો, **શં**કરલાલ આવો, કોઈ દિવસ નહિ ને આજે કેમ મોડા?

**શંકરલાલ**—સાહેબ,અમારા પાડોશમાં એક નિરાધાર બાઇ બહુ માંદી છે, તેને માટે દવા લેવા હું ગયો હતો તેથી મોડું થયું.

**મહેતાજી**—શાબાશ છે! **શં**કરલાલ,શાબાશ છે! જુઓ છોકરાઓ, આપણે જો ધારીએ તો બીજાઓનું કેટલું ભલું કરી શકીએ તેમ છીએ?

(જગજીવનદાસ આવે છે.)

**જગજીવનદાસ**-સાહેબ, વર્ગમાં આવું ?

**મહેતાજી**—જગજીવનદાસ, તમે આજે કેમ મોડા આવ્યા? વર્ગમાં આવીને ખુલાસો કરો.

**જગ૦**—સાહેબ, હું અહીં આવતો હતો ત્યાં રસ્તામાં એક સૂરદાસ મળ્યો. તે બૂમ પાડતો હતો કે, મને દેવજી ભગતની ધર્મશાળાએ કોઈ પહોંચાડો; પણ કોઇ તેની સાથે ગયું નહિ. ત્યારે હું ગયો અને પહોંચાડી આવ્યો.

**મહેતાજી**—વાહ રે વાહ, **જગજીવનદાસ**, તમે પણ પરોપકારનું ઠીક કામ કર્યું. આજે આપણે પરોપકાર વિષેજ વાત કરીશું. તમે **અર્જુન**નું નામ તો સાંભળ્યું છે. એકવાર તે અર્જુનને એવો અહંકાર થયો કે, મારા જેવો પ્રભુનો ભક્ત કોઇ છેજ નહિ. તેનો અહંકાર ટાળવાને પ્રભુએ એક યુક્તિ કરી. પોતે એક ઘરડા બ્રાહ્મણનું રૂપ લીધું અને **અર્જુન**ને પોતાના શિષ્યનું રૂપ લેવરાવ્યું. પછી બન્ને ફરતા ફરતા રત્નપુરી નામના શહેરમાં આવ્યા. તે નગરનો રાજા **મયૂરધ્વજ** બહુ પરોપકારી,મોટો ભક્ત અને પૂરો સત્યવાદી હતો. લીધેલી ટેક તે મૂકતો નહિ. પછી ભગવાન **અર્જુન**ને **મયૂરધ્વજ** રાજા પાસે લઇ ગયા.તેમને જોઇને રાજા તરતજ ઉભો થયો અને તેમને પગે લાગીને પૂછવા લાગ્યો કેઃ—"મહારાજ, આપનો શો હુકમ છે ? મારાં મોટાં ભાગ્ય કે,આપ જેવા પવિત્ર બ્રાહ્મણ મારે ત્યાં પધાર્યા ! કહો, હું આપની શી સેવા કરૂં ?" બ્રાહ્મણે કહ્યુંઃ—"હે રાજા, તારી કીર્તિ સાંભળીને હું અહીં આવ્યો છું, પણ મારૂં કામ બહુ કઠણ છે એટલે કદાચ તારાથી નહિ બને." રાજાએ કહ્યુંઃ—" મહારાજ, ગમે તેવું કઠણ કામ હશે, તોપણ તે કરવા હું બંધાઉં છું." બ્રાહ્મણે કહ્યુંઃ—"હે રાજા, આ ગામમાં મારા દીકરાની વહુનું

પિયર છે. તેને તેડવામાટે મારા શિષ્યને લઈને હું અહીં આવતો હતો, તેટલામાં પાસેના જંગલમાંથી એક રાક્ષસ આવ્યો; અને આ મારા શિષ્યને ખાઈ જવા મંડયો. મેં એને આજીજી કરી કહ્યું કે, એને જવા દે અને મને ખાઇ જા. તેણે કહ્યું કે, ના, હું તો હમેશાં જુવાનોનેજ ખાઉં છું. ત્યારે મેં ફરીથી પૂછયું કે ભાઇ, કોઇ રીતે મારા શિષ્યને તું બચાવીશ? તેણે છેવટે મને એક ઉપાય બતાવ્યો; પણ હે રાજા, તે વાત કહેતાં જીભ ઉપડતી નથી." રાજા બોલ્યો:-"હે બ્રાહ્મણ, રાક્ષસે બતાવેલો ઉપાય ગમે તેવો કઠણ હશે, તોપણ તે પ્રમાણે કરવા હું તૈયાર છું. પારકાનું દુઃખ ભાગવું તે મારો ધર્મ છે; માટે હે મહા-રાજ, કાંઇ પણ ખેદ પામ્યાવિના જે વાત હોય તે કહી દો." પોતાને જાણે બહુજ દિલગીરી થતી હોય એવો દેખાવ કરી તે બ્રાહ્મણ બોલ્યો:-" હે રાજા, આ જગતમાં બોલવાવાળા તો બહુ હોય છે; પણ બોલવા પ્રમાણે કરી બતાવવાવાળા બહુજ ઓછા હોય છે; છતાં તારી ઇચ્છા છે તો સાંભળ. રાક્ષસે એવી શરત કરી છે કે, મયુરધ્વજ રાજાના શરીરને તેનો કુંવર અને રાણી મળીને કરવતથી વહેરે, વહેરતાં વહેરતાં ત્રણેમાંથી કોઇ પણ આંસુનું ટીપુ પાડે નહિ; અને બધું શરીર વહેરાઈ રહેથી જમણો અર્ધો ભાગ મને આપી દેવો." રાજાએ કહ્યું-"હે મ-હારાજ, આપ મુંઝાશો નહિ, આપનું સંકટ દૂર કરવા માટે રાક્ષસની શરત પ્રમાણે હુ કરીશ." પછી તેણે પોતાના પુત્ર અને રાણીને કહ્યું:-" આ કરવત વડે મારા શરીરને વહેરવા માંડો. મારૂં શરીર પરોપકારના કામમાં જાય એ તો પ્રભુની મારા ઉપર પૂરી કૃપા કહેવાય;માટે તમે પણ રાજી થઇને તમારૂ કામ ચલાવો."

આ વાત ગામમાં ફેલાતાં લોકોનાં ટોળેટોળાં રાજમહેલમાં ભેગાં થયાં અને સૌ રોવા લાગ્યાં. રાણીએ ધીરજ રાખીને બ્રાહ્મણને કહ્યું કે:–"હે મહારાજ, હું પણ રાજાનુંજ અર્ધું અંગ છું; માટે મારો દેહ લઈ જઈ રાક્ષસને ખાવા આપો." બ્રાહ્મણે કહ્યું:–"તમે સ્ત્રી છો એટલે તે વાત નહિ બને."રાણીએ કહ્યું:–"અરે, હું કેવી હીણભાગી કે મારૂં શરીર પરોપકારના કામમાં નથી આવતું ?" તે પછી રાજાના પુત્રે કહ્યું:–"હે મહારાજ, રાજાનોજ હું અંશ છું; માટે મને લઇ જઇને રાક્ષસને રાજી કરો." બ્રાહ્મણે કહ્યું:–"ભાઇ, તેણે તો રાજાનાજ શરીરની માગણી કરી છે, બીજાની નહિ." કુંવર પણ દિલગીર થઇને બોલ્યો કે:–"અરેરે, હું પણ હીણભાગી કે મારૂ શરીર પણ બીજાના કામમાં આવતું નથી."

છેવટે નાછૂટકે બન્નેએ કરવત લીધું અને રાજાનું માથું વહેરવા માંડ્યું. વહેરતાં વહેરતાં નાક સુધી આવ્યા, ત્યારે **મ**-યૂરધ્વજની ડાબી આંખમાંથી એક ટીપુ આંસુનું પડ્યું. આ જોઇને તે બ્રાહ્મણ બોલી ઉઠયોઃ–"બસ, હવે એ શરીર કામ નહિ આવે; કારણ કે આંસુ પડવાથી ઠરાવનો ભંગ થયો છે." પછી પોતાના શિષ્યને લઇને તે ચાલવા લાગ્યો ત્યારે **મયૂરધ્વજે** તેને કહ્યું કે:–"મહારાજ, હું જરાએ રોયો નથી. મારા ડાબા અંગને એમ લાગ્યુ કે, જમણું અંગ પરોપકારના કામમાં જશે અને હું તો નિરુપયોગીજ રહીશ. પોતે બીજાના કામમાં નથી આવતું તેથીજ તે અંગ રૂએ છે."

આ વચન રાજા બોલી રહ્યો કે તરતજ **ભગવાને** પોતાનું ખરૂં રૂપ બતાવ્યું અને **મયૂરધ્વજ**ના માથા ઉપર હાથ ફેરવ્યો;

એટલે તેનુ શરીર હતું એવું થઇ ગયું. સર્વે ઉભા થયા અને ભગવાનને પગે પડ્યા. ભગવાને તેમને આશીર્વાદ આપ્યા અને મયૂરધ્વજના પરોપકારનાં બહુ વખાણ કર્યાં. પછી અર્જુનને લઇને પાછા ફર્યા. આ બનાવ જોઇને અર્જુન બહુ શરમાઇ ગયો અને તેનો ગર્વ મટી ગયો.

**મહેતાજી**—જયંતીલાલ, તમે આમાંથી શું સાર લીધો ?

**જયંતીલાલ**—બીજાઓનું ભલું કરવા જે પોતાના પ્રાણ આપે છે, તેનું ભગવાન બહુજ ભલું કરે છે.

**મહેતાજી**—બરાબર,તમે બધાય ઘણી રીતે બીજાઓનું ભલું કરી શકો તેમ છો. જેમકે કોઇને દવા લાવી દઇને, કોઇને ભણાવીને, કોઇને ચોપડીઓ આપીને, કોઇને પાણી પાઈને, કોઇને ભોજન આપીને, કોઇને રસ્તો બતાવીને, રસ્તામાંથી પથ્થર, કાચ વગેરે દૂર કરીને, આમ ઘણી રીતે તમે પણ પરોપકાર કરી શકો તેમ છો. મગનલાલ, બીજો કાંઈ સાર કહેશો ?

**મગનલાલ**—હાજી, કોઈ દિવસ અહંકાર ન કરવો.

**મહેતાજી**—શાબાશ,આપણામાં એક કહેવત છે કેઃ–'નમ્યા તે પ્રભુને ગમ્યા.' માટે આપણે તો હમેશાં નમ્રતાજ રાખવી. હવે બીજું કાંઈ બાકી રહે છે, વેણીલાલ ?

**વેણીલાલ**—દુઃખ વેઠીને પણ આપેલું વચન પાળવું.

**મહેતાજી**—બહુજ સરસ,આવી ટેકવાળા બીજા કોઈ રાજાનું નામ તમે આપશો, વૃંદાવનદાસ ?

**વૃંદાવનદાસ**—જી હા, હરિશ્ચંદ્ર !

**મહેતાજી**—શાબાશ.હરિશ્ચંદ્ર વિષે વધારે કાંઈ કોઈ જાણો છો? લલ્લુભાઈ, તમે મુંબઇવાળા છો તેથી જાણતા હો તો બોલો,

લલ્લુભાઇ—સાહેબ, હરિશ્ચંદ્રની કથા મેં વ્યાસજીને ઠેકાણે ઢેથી સાંભળી છે અને તેમાં તેને બહુ દુઃખ પડે છે અને ઢેડ ત્યાં વેચાય છે; એવું એવું કંઈક આવે છે.

મહેતાજી—બરાબર, હવે કાલે હું તેની વાત તમને કહીશ.

## ૧૧—બોલેલું પાળવા વિષે—ભાગ ૧ લો

સાચું બોલો સર્વદા, તરી જશો સંસાર;
સત્ય સાચવે તેહનો, આખર જય જયકાર.

મહે૦-શંકરલાલ, કાલની વાતવિષે તમારે કાંઇ કહેવું છે?

શંકરલાલ—હાજી. કાલની વાત ઉપરથી અમારા વર્ગવાળાએ એવો ઠરાવ કર્યો છે કે, ગરીબ વિદ્યાર્થી સિવાયના બધા વિદ્યાર્થીઓએ દર સોમવારે એક એક પૈસો લાવવો; અને તે બધા ભેગા કરીને ગરીબ વિદ્યાર્થીઓને ચોપડીઓ, કાગળ, પેન્સીલો વગેરે અપાવવાં.

મહેતાજી—તમારી ગોઠવણથી હું બહુજ રાજી થયો છું અને હું પણ તમને દર મહિને બબ્બે આના આપીશ. પૈસા ભેગા કરીને ધનપ્રસાદને આપજો અને જેટલો ખરચ કરો તે એક ચોપડીમાં નોંધજો; જેથી કોઇને શંકા ન રહે. હરિલાલ,આજે આપણે કયી વાત કહેવાના છીએ ?

હરિલાલ-હરિશ્ચંદ્રની, સાહેબ.

મહેતાજી-હા, જુઓ હવે સાંભળો. અસલના વખતમાં અયોધ્યામાં હરિશ્ચંદ્ર નામે એક રાજા હતો. તે પ્રજાને પુત્રતરીકે પા

તો હતો અને ધાર્મિક તથા સત્યવાદી હતો. એક વખતે તેણે મોટો યજ્ઞ કર્યો; અને તેમાં આવેલા સર્વ સાધુસંતોને અને ઋષિમુનિઓને ખૂબ દાન આપ્યાં. પોતાના ગુરુ વસિષ્ઠની પણ સારી રીતે પૂજા કરીને તેમને પ્રસન્ન કર્યા. યજ્ઞ પૂરો થયા પછી પોતાના આશ્રમ તરફ જતાં રસ્તામાં તેમને વિશ્વામિત્ર મળ્યા અને પૂછ્યું કે, આપ ક્યાંથી પધારો છો? વસિષ્ઠે ઉત્તર આપ્યો. અયોધ્યામાં રાજા હરિશ્ચંદ્ર સત્યવાદી, ધાર્મિક અને ટેકીલો છે. તેણે યજ્ઞ કર્યો હતો ત્યાંથી આવું છું.

હરિશ્ચંદ્રનાં આવાં વખાણ સાંભળીને વિશ્વામિત્રે વસિષ્ઠપ્રત્યેની અદેખાઇને લીધે મનમાં નક્કી કર્યું કે, ગમે તેમ કરીને પણ હું હરિશ્ચંદ્રને અસત્યવાદી ઠરાવું તોજ મને સંતોષ થાય. એક વખત હરિશ્ચંદ્ર જંગલમાં ફરતો હતો, ત્યાં વિશ્વામિત્ર બ્રાહ્મણવેષે જઇને રસ્તો પૂછવા લાગ્યા. રાજાએ તેને રસ્તો બતાવ્યો અને કહ્યું કેઃ—"મહારાજ, યજ્ઞનું દાન લેવા નગરમાં પધારજો."

વિશ્વામિત્રને તો "ભાવતું હતું અને વૈદ્યે કહ્યું" તેવું થયું. પછી તે રાજા પાસે ગયા, ત્યારે રાજાએ કહ્યું: "મહારાજ, દાનમાં જે જોઇએ તે માગી લ્યો." બ્રાહ્મણે કહ્યું "મને તમારૂં રાજ્ય આપીને ચાલ્યા જાઓ." રાજાએ કહ્યું: "બહુ ખુશીથી હું તેમ કરીશ." તે બ્રાહ્મણ બોલ્યોઃ "હે રાજા, દાન ઉપર કાંઇક દક્ષિણા પણ જોઇએ." રાજાએ કહ્યુંઃ "મહારાજ, તે પણ હું આપને આપીશ." આ વાતની ખબર લોકોને થતાં તે બહુ રડ્યા; પણ હરિશ્ચંદ્રે તો પોતાના વચન પ્રમાણે રાજ્ય તે બ્રાહ્મણને સોંપી દીધું; અને પોતાની રાણી તારામતી અને પુત્ર રોહિતને લઇને શાહેર બહાર નીકળ્યો. બ્રાહ્મણે આવીને કહ્યું: "રાજા, મારી દ-

ક્ષિણા તો આપતા જાઓ અને જો ન અપાય તેમ હોય તો ના પાડો. વળી રાજ્ય છોડતાં પણ જો તમને દુઃખ થતું હોય તો હું તમને પાછું સોંપવા તૈયાર છું." હરિશ્ચંદ્રે કહ્યું: "મહારાજ, મારે રાજ્ય પાછું લેવું નથી અને આપને જેટલું ધન જોઇતું હોય તેટલું ખજાનામાંથી લઇ લેજો." બ્રાહ્મણે કહ્યું: "રાજા, હવે એ ખજાનો, રાજ્ય અને લશ્કર એ બધું તો મારૂં જ છે; માટે દક્ષિણા બીજા કોઇ ઉપાયથી મેળવી આપો, નહિ તો ના પાડો; એટલે હું ચાલતો થાઉં." હરિશ્ચંદ્રે કહ્યું: "મહારાજ, હું જે બોલ્યો છું તે જરૂર પાળીશ. ગમે તેમ કરીને પણ આપની દક્ષિણા આપીશ. આપ કાશીસુધી મારીસાથે પધારો એટલે હું આપને તે આપી દઉં."

પછી માર્ગનાં અનેક દુઃખો વેઠતાં વેઠતાં રાજા, રાણી, રોહિત અને બ્રાહ્મણનું રૂપ લીધેલ વિશ્વામિત્ર એ સર્વ કાશી પહોંચ્યાં. બ્રાહ્મણની દક્ષિણા આપવા કેવી રીતે ધન મેળવવું, તે વિષે રાજા વિચાર કરવા લાગ્યો. છેવટે તેઓ કાશીના બજારમાં ગયા અને રાણીને વેચવા વિચાર કર્યો. જે હમેશાં હજારોને દાન દેતો હતો, જેની સેવામાં હજારો સેવકો હતા, જેને ત્યાં ગાડી ઘોડા વગેરે વૈભવ હતો, એવો હરિશ્ચંદ્ર રાજા ભરબજારમાં બોલવા લાગ્યો કે: "ભાઇઓ, જેને દાસીની જરૂર હોય તે બોલજો. આ સ્ત્રીને વેચવી છે." પછી એક બ્રાહ્મણે રાણી તારામતીને દાસીતરીકે વેચાતી રાખી. જુઓ કર્મની ગતિ! જે કોઇ દિવસ મહેલ બહાર નીકળતી નહિ; જેની સેવામાં હજારો દાસીઓ રહેતી; જેને સૂવાને છત્રપલંગો હતા; જેને ખાવાને સરસ મેવા મિઠાઇ મળતાં; તે તારામતી આજે દાસીતરીકે વેચાઇ! રાણીને તે

બ્રાહ્મણ હાથ ઝાલીને ખેંચવા મંડયો; એટલે રાણીએ રોતાં રોતાં કહ્યું: ભાઇ, હવે મને મારા એકના એક પુત્રનું મોઢું જોઈ લેવા દે." આ સાંભળી **રોહિત** દોડયો અને રાણીને ગળે બાઝી ખૂબ રડયો. આ જોઇને રાજા તથા રાણીનાં હૃદય ભેદાઇ ગયાં. પેલા બ્રાહ્મણે પાટુ મારીને **રોહિતને** દૂર ફેંકી દીધો અને રાણીને ખેંચવા માંડી. છેવટે રાણીની બહુ આજીજી અને કાલાવાલાથી તેણે **રોહિતને** પણ વેચાતો લીધો. રાજાની રજા લઇને રાણી અને કુંવર રોતાં રોતાં તેમનાથી જૂદાં પડયાં. હવે આજે વખત થઇ ગયો છે, એટલે અહીંથી અટકીશું.

**ગીરધરલાલ**—સાહેબ, હવે બરાબર રસ આવ્યો છે ત્યારે આપ કેમ અટકો છો?

**મહેતાજી**—ભાઇ, હું કાંઇ અટકતો નથી, મને તો ઘડીઆળ અટકાવે છે એટલે હું અટકું છું.

**મણીલાલ**—સાહેબ, હજી ઘંટ વાગ્યો નથી.

**મહેતાજી**—ભાઇ, માત્ર અડધી મિનિટજ બાકી છે અને હજી વાત બહુ લાંબી છે; એટલે અધુરી વાત કાલે કહીશું.

## ૧૨—બોલેલું પાળવાવિષે—ભાગ ૨જો

સતીઆ સત નવ છોડીએ, સત છોડે પત જાય;
સતકી બાંધી લક્ષ્મી, ફીર મીલેગી આય.

**મહેતાજી**—**મોહનલાલ**, કાલે વાત કયાંસુધી આવી હતી?

**મોહનલાલ**—સાહેબ, કાલે એક બ્રાહ્મણ રાણી **તારામતી**

અને રોહિતને વેચાતાં લઇ ગયો. ત્યાંસુધી વાત આવી હતી

**મહેતાજી**—બરાબર છે. હવે વાત આગળ ચલાવીએ,

**મોજીલાલ**—માસ્તર સાહેબ, કલાસમાં આવું?

**મહેતાજી**—કેમ **મોજીલાલ**, આજે મોડા કેમ આવ્યા!

**મો૦**—સાહેબ, આજે મારી મા ધોવા ગયાં હતાં, એટલે રાંધવાનું અને જમવાનું મોડું થયું.

**મહેતાજી**—ઠીક, બેસી જાઓ.

**કૃષ્ણશંકર**—સાહેબ, કલાસમાં આવું?

**મહેતાજી**—અહો! કૃષ્ણશંકર; તમે આજે મોડા કયાંથી!

**કૃષ્ણ૦**—સાહેબ.....................

**મહેતાજી**—કેમ બોલતાં અચકાઓ છો? જે હોય તે સાચું બોલી જાઓ. એમાં **મોજીલાલ** સામું શું જુઓ છો?

**કૃષ્ણ૦**—સાહેબ, **ચુનીલાલ** માસ્તરે ચાર દાખલા ઘેર ગણવાના આપ્યા હતા, તે હું અને **મોજીલાલ** આપણી નિશાળની પછવાડે એક ઓટલે ગણતા હતા.

**મહેતાજી**—જોયું કે **મોજીલાલ**નું પોગળ! કાલેજ હજી હરિશ્ચંદ્રની વાત કહી છે અને આજેજ **મોજીલાલ**ભાઇ ખોટું બોલ્યા! **મોજીલાલ**, તમારે શરમાવું જોઇએ. તમે શું કવિતામાં નથી શીખી ગયા કેઃ—

જુઠું બોલે જે કદી, પાપી પૂરો થાય;
તે માટે બાળક તમે, ન કરો એ ઉપાય.

**મો૦**—સાહેબ, મારી ભૂલ થઇ. હવેથી કદી જુઠું નહિ બોલું.

**મહેતાજી**—કૃષ્ણશંકર, તમે સાચું બોલ્યા તે ઠીક કર્યું; ણ દાખલા ઘેર ન ગણવા અને નિશાળના વખતમાં ગણવા

તેમજ નિશાળે મોડું આવવું તે બહુજ ખોટું; માટે હવેથી એવું ન કરતા. જાઓ, તમારી જગ્યાએ બેસી જાઓ. ચાલો, હવે આપણે આપણી વાત શરૂ કરીએ.

પછી વિશ્વામિત્ર બોલ્યા: "રાજા, હવે મારી દક્ષિણા ઝટ પૂરી કરી દો, નહિ તો ના પાડો; મારે તમારી પછવાડે ક્યાં સુધી ભટકયા કરવું?" તે સાંભળી રાણીને અને કુંવરને વેચતાં જે પૈસા ઉપજ્યા હતા તે હરિશ્ચંદ્રે બ્રાહ્મણને આપ્યા. ત્યારે તે બોલ્યો: "શું આટલાજ!આના કરતાં તો ના પાડી હોત તો ઠીક હતું. હરિશ્ચંદ્રે કહ્યું: "મહારાજ,ગુસ્સે ન થાઓ. હજી પણ જો આપ રાજી ન થયા હો તો હું મારી જાતને વેચીને પણ જે ઉપજશે તે આપને આપીશ." છેવટે પોતે એક ઢડને ત્યાં વેચાયો અને બ્રાહ્મણને દક્ષિણા આપી વિદાય કર્યો. ઢડે મસાણમાં જે મડદાં આવે તે ઉપર ઓઢાડેલાં લૂગડાં એકઠાં કરવાનું અને ઠરાવેલ કર લીધા સિવાય મડદાં નહિ બાળવા દેવાનુ કામ રાજાને સોંપ્યુ.

એક વખત એવું બન્યુ કે, રાણી તારામતી અને કુંવર રોહિત જે બ્રાહ્મણને ત્યાં રહ્યાં હતાં તેની આજ્ઞાથી રોહિત જંગલમાં ઘાસ કાપવા ગયો. ત્યાં તેને સાપ કરડ્યો અને તે મરી ગયો. આ ખબર તેના સોબતીઓએ તારામતીને કહી, એટલે તે જંગલમાં ગઇ અને પોતાના મરી ગયેલા પુત્રને ખોળામાં લઇને ખૂબ રોઇ. રોતાં રોતાં થાકી એટલે શબને ખભે નાખીને મસાણમાં લઈ ગઈ. અહીંઆં હરિશ્ચંદ્રે તેની પાસેથી મડદું બાળવાનો કર માગ્યો. કર આપવાને રાણી પાસે કાંઇજ નહોતું; તેથી હરિશ્ચંદ્રે મડદું બાળવા દેવાની ના પાડી. રાણી બહુ ગભરાઈ ગઈ અને સ્ત્રીઓના સ્વભાવ પ્રમાણે પોતાની આગલી પાછલી વાત

યાદ કરીને રુદન કરવા લાગી. આ સાંભળીને રાજાને વહેમ ગયો કે, રખેને આ મારી સ્ત્રી **તારામતી** હોય! પછી પાસે આવીને જોયું તો તે **તારામતીજ** છે એવી તેની ખાત્રી થઇ. તારામતીએ પોતાને વીતેલી વાત કહી. તે સાંભળીને રાજા મૂર્છા ખાઈને પડયો. મૂર્છા વળી એટલે તે વિલાપ કરવા લાગ્યો કેઃ-

" અરેરે, કેવી અમારી સ્થિતિ ! અમે જે લાખો મનુષ્યનું ભરણ-પોષણ કરતાં તેની પાસે આજે એક ફુટી બદામ પણ નહિ ! હજારોને લૂગડાં-લત્તાંનુ દાન વગેરે આપતાં, તેના પુત્રને બાળવાનો કર આપવામાટે પાસે પૈસો પણ નહિ! અરેરે, શું કર્મની વિચિત્ર ગતિ !" આમ વિલાપ કરી હરિશ્ચંદ્ર ઢેડની પાસે પોતાના પુત્રને કર લીધાવિના બાળવા દેવાની રજા લેવા ગયો.

તે વખતે **વિશ્વામિત્રે** મસાણમાં આવીને રાક્ષસો ઉત્પન્ન કરીને રાણીને બીવરાવી; એટલે રાણી શબને ત્યાં મૂકીને નાસી ગઇ. રાક્ષસો તે શબને ઉપાડી ગયા. પછી **વિશ્વામિત્ર** બ્રાહ્મણનું રૂપ લઇ ગામમાં ગયા અને રાણી ભૂતડી છે અને ગામનાં છોકરાંઓને ઉપાડી જાય છે, એવી વાત ફેલાવી. ગામના લોકો તેને રાજા પાસે લઈ ગયા, ત્યારે રાજાએ હુકમ કર્યો કે, તેને તરવારથી ઢેડની પાસે મરાવી નાખો.

એટલામાં હરિશ્ચંદ્ર ઢેડની રજા લઇને આવ્યો; પણ મસાણમાં ન મળે રાણી કે ન મળે પુત્રનું મડદું ! આ જોઈને તે તો ગાંડા જેવોજ થઈ ગયો. થોડીજ વારમાં રાણીને લઈને તેનો ઉપરી ઢેડ ત્યાં આવ્યો અને કહ્યું કે, આ સ્ત્રીને તરવારથી મારી નાખ. રાજાએ રાણીને ઓળખી, બન્ને બહુ રોયાં; પણ છેવટે પોતાની ફરજ બજાવવા રાજા તૈયાર થયો,

તેણે તરવાર હાથમાં લીધી અને જેવો ઘા કરવા જાય છે એટલામાંજ ભગવાને પોતે તેને દર્શન આપ્યું; અને રાજાનો હાથ ઝાલી લઈને હરિશ્ચંદ્રને તેની ટેકમાટે ધન્યવાદ આપ્યો. વળી રોહિતને પણ જીવતો કર્યો તથા તેનું રાજપાટ પાછું સોંપ્યું. બ્રાહ્મણે પણ પાછું વિશ્વામિત્રનું મૂળ રૂપ ધારણ કરીને રાજાની માફી માગી અને હરિશ્ચંદ્રનાં બહુજ વખાણ કર્યાં. આ વાત ઉપરથી તમે જોશો કે, આપણા પવિત્ર દેશમાં કેવા કેવા સત્યવાદી માણસો થઇ ગયા છે. ગમે તેટલું દુઃખ વેઠવું પડે તોપણ તેઓ ડગ્યા નથી. પ્રાણ જાય તોપણ તેઓએ પોતાની ટેક છોડી નથી, એથી ઉલટું હાલના સમયમાં કેવા અસત્યવાદી અને જરા જરામાં ટેક મૂકી દેવાવાળા લોકો થયા છે! તમે સર્વ પણ સત્યવાદી અને આપેલું વચન પાળવાવાળા થાઓ, એવો મારો આશીર્વાદ છે.

## ૧૩—કરે તેવું ભરે ને વાવે તેવું લણે.

બાવળ નિંબ બોરડી રોપી, કેમ ખજૂર ખવાય;
આંબાની ગોટલીએ આંબો, ટેટે વડ છવરાય.
બહુધા બીજ વાવીએ જેવાં, તરુવર તેવાં થાય;
ઝેર ખાઈ ખાંતેથી મૂરખો, જમને દ્વારે જાય.
પ્રીતે અમૃતપાન કર્યાથી, સહેજે અમર થવાય;
વાવ્યાં હોયે જવાર બાજરી, મુક્તાફલ ન લણાય.

**મહેતાજી**—શંકરલાલ, કેમ ઉભા છો ?

**શંકરલાલ**—સાહેબ, એક શંકાનો ખુલાસો પૂછવો છે.

**મહેતાજી**—ભલે, ખુશીથી પૂછો.

**શંકરલાલ**—સાહેબ, કાલે આપે હરિશ્ચંદ્રની વાતમાં એમ કહ્યું હતું કે, કર્મની ગતિ વિચિત્ર છે, તો કર્મ એટલે શું ?

**મહેતાજી**—શંકરલાલ,તમારો સવાલ બહુ સારો છે. આપણે કાંઈ પણ ક્રિયા કરીએ, તેનું નામ "કર્મ" કહેવાય છે. વળી આપણે સારૂં કે નરસું જેવું કર્મ કરીએ તેવુંજ તેનું ફળ પણ આપણને મળે છે. એ ઉપરથીજ આપણા લોકોમાં કહેવત ચાલે છે કે:-"કરીએ તેવું ભોગવીએ અને વાવીએ તેવું લણીએ." આ નિયમ તમે સર્વ બરાબર સમજો, એટલા માટે હું તમને દૃષ્ટાંત માટે એક વાત કહું તે સાંભળો. હું જ્યારે નાનો હતો ત્યારે મારી માતા ગુજરી ગયાં. પછી મારા પિતા મને રાજી રાખવા સારૂ હું જે કાંઇ વસ્તુઓ માગતો,તે મને અપાવતા. બહુજ મરચાંવાળી, ખાટી, ખારી વગેરે ચીજો હું બહુ ખાતો. આથી હું માંદો પડયો. પછી મારી દવા કરવા માંડી, પણ હું તો દવા નહિ પીતાં ખાળમાંજ નાખી દેતો. આથી મારૂં શરીર લેવાઇ ગયુ અને હું મરવાની અણીપર આવ્યો. છેવટે હોશિયાર વૈદ્યની દવા કરી અને મારા પિતા પોતે પાસે રહીને દવા ખવરાવતા તથા ખાવામાં પણ માત્ર દાળભાતજ આપતા. આમ થોડા દિવસ ચાલ્યું; એટલે મારી તબીયત સારીથઈ; પણ પછી મને દવા ઉપર બહુજ કંટાળો આવ્યો. એક વખત મારા પિતા રોજને વખતે મને દવા પાવા આવ્યા, ત્યારે મેં ખીજાઇને કહ્યું કે, કડવી દવા પીને તો હું કંટાળી ગયો છું. મારા ઉપર ત-

મને જો હેત હોય તો મારે બદલે તમે દવા પીઓ. આથી તરત તો મારા પિતા કાંઇ બોલ્યા નહિ અને મને દવા પણ પાઇ નહિ. પછી અડધા કલાકે તેઓ આવ્યા અને મને કહ્યું કે, ભાઇ તું દાડમ ખાવાનું કહેતો હતો તો આજે વૈદ્યે દાડમ ખાવાની હા પાડી છે; માટે જો તું કહે તો દાડમ લાવું. મેં કહ્યું કે, લાવો, મને પેટમાં બળતરા બહુ થાય છે; એટલે જરા ઠંડક થશે. પછી મારા પિતા એક વાટકીમાં દાડમના દાણા લાવ્યા અને પોતે ખાવા મંડયા. મેં તેમને કહ્યું કે, પિતાજી, મને તો થોડા ખાવા આપો. ત્યારે તેમણે કહ્યું કે ભાઈ, હું તારે માટેજ દાડમના દાણા ખાઉં છું; તેથી તને ઠંડક થશે. આથી હું ખીજાઇને બોલ્યો: ‘દાડમ તમે ખાઓ અને ઠંડક મને થાય, એ શી રીતે બને? એ તો જે ખાય તેનેજ ઠંડક થાય.’ પછી મારા પિતા બોલ્યા: ‘ભાઇ, દાડમ હું ખાઉં અને તને ઠંડક ન થાય તો પછી દવા હું પીઉં અને તારો રોગ જાય એ બનશે ખરૂં?’ આથી હું મારા પિતાની યુક્તિ સમજી ગયો. મેં એમની માફી માગી અને તે દિવસથી દવા પીવા માંડી. આથી છેવટે હું સાજો થયો. આવીજ રીતે **ધનજીભાઇને** ભૂખ લાગી હોય અને **મનજીભાઈ** જમે તો કાંઇ **ધનજીભાઈની** ભૂખ મટે નહિ. **રામકૃષ્ણને** તરસ લાગી હોય અને **ભોગીલાલ** પાણી પીએ, તો તેથી **રામકૃષ્ણની** તરસ છીપે નહિ. **કાળીદાસ** લેસન કરે નહિ અને તેના ભાઈ ભૂધરભાઇ લેસન કરે, તો તેથી કાંઇ **કાળીદાસ** પાસ થવાના નહિ. એ તો ‘જે કરે તેજ પામે અને વાવે તેજ લણે.’ જો તમારે કેરી જોઇતી હોય તો શું વાવવું જોઇએ, **મધુસૂદન**?

**મધુસૂદન**—સાહેબ, ગોટલા વાવવા જોઇએ.

**મહેતાજી**—અને બોર જોઈતાં હોય તો, કૃષ્ણપ્રસાદ ?

**કૃષ્ણપ્રસાદ**—બોરનો ઠળીઓ વાવવો જોઇએ.

**મહેતાજી**—જુઓ ભાઇઓ, કેરી જોઇતી હોય તો ગોટલા વાવવા જોઇએ, બાવળનું બી વાવેથી કાંઈ કેરી મળે નહિ. ઘઉં વાવ્યાથી ઘઉંજ મળે અને બાજરો વાવ્યાથી બાજરોજ મળે. આનુ નામજ વાવવું તેવું લણવું અને કરવું તેવું પામવું; અને આનુજ નામ કર્મ તેવું ફળ. તમે હવે સમજ્યાને શંકરલાલ?

**શંકરલાલ**—જી હા, પણ ત્યારે આપણને સુખ કે દુઃખ થાય તે શાથી ?

**મહેતાજી**—આપણા પોતાના વિચાર અને કૃત્યથી આપણે જો બીજાઓનું બુરૂં ઇચ્છીએ તો આપણુંજ બુરૂં થાય અને જો બીજાઓનું સારૂં ઇચ્છીએ તો આપણુંજ સારૂં થાય. ચોરી કરીએ તો કેદમાં જવું પડે અને પ્રમાણિકપણે કામધંધો કરીએ તો આપણેજ સુખી થઇએ. એક ઠેકાણે લખ્યું છે કેઃ—

જેવું પરનું ઇચ્છીએ, તેવું નિજનું થાય;
નવ માનો તો કરી જુઓ, જેથી તુર્ત જણાય.

હવે આજે તો વખત થઇ ગયો છે, માટે આટલેથીજ રાખીશું; અને આ સંબંધી કોઇને કાંઈ પૂછવું હોય તો કાલે ખુશીથી પૂછજો.

# ૧૪—પુનર્જન્મ

જન્મ મરણના ચક્રપર, ભ્રમણ કરે જીવમાત્ર;
સંશય લેશ ન ધારવો, એ વાત સિદ્ધાંત સશાસ્ત્ર.

**મહેતાજી**—કાલે જે વાત કહી હતી, તે બાબતમાં જેને પૂછવું હોય તે વારા ફરતી ઉભા થઈને પૂછો.

**શંકરલાલ**—સાહેબ, આપે કાલે કહ્યું કે જેવું કરવું એવું પામવું, તો આપણે કેટલાંક ખરાબ માણસોને સુખી જોઇએ છીએ, તેનું કારણ શું ?

**મહેતાજી**—તમારો સવાલ ખરોબર છે. જુઓ, તમારા સવાલનો જવાબ આમ છેઃ–કર્મો ત્રણ જાતનાં છે. (૧) સંચિત, (૨) પ્રારબ્ધ અને(૩)આગામી. હવે આપણે અગાઉના જન્મોમાં જે કર્મો કરેલાં, તેમાંથી જે કર્મોએ હજી ફળ આપવાનું શરૂ કર્યું નથી અને જે હવે પછી ભોગવવાનાં છે તેનુ નામ **સંચિત કર્મ.** અગાઉના જન્મોમાં કરેલાં કર્મોમાંથી જે કર્મો આ જન્મમાંજ ફળ આપે છે, તેનુ નામ **પ્રારબ્ધ કર્મ;** અને આ જન્મમાં આપણે જે નવાં કર્મો કરીએ છીએ અને જે હવેના જન્મોમાં ફળ આપવાનાં, તેનુ નામ ક્રિયમાણ અથવા **આગામી કર્મ.** માટે હાલ કોઇ માણસ ખરાબ કામ કરતો હોય છતાં સુખી હોય તો તેનું કારણ એટલુંજ કે, અગાઉના જન્મોમાં તેણે કાંઇ સારાં કર્મો કરેલાં હશે અને આ વખતે તેનું સારૂં ફળ તે ભોગવે છે. એજ પ્રમાણે અત્યારે જે ખરાબ કર્મો તે

કરે છે, તેનું ખરાબ ફળ તેને ભવિષ્યમાં ભોગવ્યા વિના છુટકોજ નથી. વળી એથી ઉલટું, અત્યારે કોઈ ધર્મી હોય, છતાં તે દુઃખી હોય તો તેથી આપણે એમ સમજવું કે, અગાઉના જન્મોમાં તેણે ખરાબ કૃત્યો કર્યાં હશે, તેનોજ બદલો તેને અત્યારે મળે છે; અને હવે તે સારાં કૃત્યો કરે છે તો હવેના જન્મોમાં તે સુખીજ થવાનો.

**હરિપ્રસાદ**—સાહેબ, મરી ગયા પછી આપણને તો બાળી નાખે છે; તો પછી ફરીથી શી રીતે જન્મ થાય ?

**મહેતાજી**—જે મરી જાય છે અને જેને બાળી નાખવામાં આવે છે, તે વસ્તુ જૂદી છે અને આપણે જૂદા છીએ. આ વિષે હું તમને જરા વધારે સમજાવું. અત્યારે આપણે હાલીએ છીએ, ખાઇએ છીએ, સાંભળીએ છીએ, સુંઘીએ છીએ વગેરે કરીએ છીએ; પણ જ્યારે માણસ મરી જાય છે, ત્યારે આમાંનું કાંઈજ થતું નથી. જો કે હાથ, પગ, મોં, કાન, નાક વગેરે છે; છતાં કાંઈ થતું નથી તેનું કારણ શું હરિપ્રસાદ ?

**હરિપ્રસાદ**—સાહેબ, લોકો એમ કહે છે કે, એમાંથી જીવ જતો રહે છે.

**મહેતાજી**—તમારૂં કહેવું ખરૂ છે; અને તેજ જીવ તે આપણે છીએ અને તે શરીરથી આપણે જૂદા છીએ. તે જીવ વારંવાર પૃથ્વી ઉપર આવે છે અને નવાં નવાં શરીરો ધારણ કરીને સુખદુઃખનો અનુભવ લે છે; અને એમ કરતાં કરતાં જ્યારે તે અશુભ કામો કરવાનાં છોડી દઇને સારાંજ કામો કર્યા કરે છે, ત્યારે પ્રભુના પદને પામે છે.

**મોહનલાલ**—સાહેબ, આપણે જો અગાઉ ઘણા જન્મો લીધા

હોય, તો તે વાત આપણને કેમ યાદ રહેતી નથી ?

**મહેતાજી**—તેનું કારણ તો એ છે કે, દરેક જન્મે આપણને નવું શરીર મળે છે; અને બધી વસ્તુઓને યાદ રાખવાનું કામ આપણા મગજનું છે. અને નવા શરીરસાથે તે મગજ પણ નવુંજ મળેલું હોય છે; તેથી આ જન્મમાં શરીરવડે જેકાંઈ કાર્યો થાયછે અને તેને જેટલો અનુભવ થાય છે, તેટલોજ તે યાદ રાખે છે.

**નારણદાસ**–સાહેબ, જ્યારે બધો અનુભવ યાદ નથી રહેતો, તો પછી તે અનુભવ મેળવવાનો હેતુ શો ?

**મહેતાજી**—**નારણદાસ**, તમારો સવાલ બહુ સારો છે. તેનો જવાબ આપણા શાસ્ત્રમાં બહુ સારી રીતે સમજાવ્યો છે. તે એ છે કે, દરેક વખતે જન્મનાર જીવ તો એકજ છે અને તેથી તે જીવ નવાં નવાં શરીરો મારફત નવા નવા અનુભવો ભેગા કરે છે અને તેમાંથી સાર ગ્રહણ કરે છે. જેમ તમે આજે કાળો કોટ પહેરીને આવ્યા છો અને કાલે ધોળો કોટ પહેરીને આવો તથા પરમ દિવસે વળી પીળો કોટ પહેરીને આવો, તો તેથી તમે જે **નારણદાસ** છો તે કાંઇ ફરી જવાના નહિ. વળી તમે જૂદા જૂદા કોટ પહેરીને આવો તેથી કાંઇ ઓછું શીખવાના નહિ; તેવીજ રીતે જીવ તો એકનો એકજ રહે છે, માત્ર તેના કોટ એટલે કે શરીર બદલાય છે. હવે તમે સમજ્યાને **નારણદાસ**?

**નારણદાસ**—જી હા, પણ એક શંકા એ રહે છે કે, આપણને તો કાલની વાત યાદ રહે છે અને જીવને ગયા એકાદ જન્મની વાત પણ યાદ રહેતી નથી ?

**મહેતાજી**—એનુ કારણ માત્ર એટલું છે કે, આપણે ભક્તિમાં બહુ આગળ વધેલા નથી. જેઓ ભક્તિ અથવા યોગમાં આગળ

વધેલા હોય છે, તેઓને તેમના ગયા જન્મોનું યાદ આવે છે.

**કનૈયાલાલ**—ત્યારે સાહેબ, તે શી રીતે બની શકે?

**મહેતાજી**—ભાઇ, એને માટે તો મહેનત કરવી જોઇએ. તમે બધા મહેનત કરીને એકેક ચોપડીમાં પાસ થતા જાઓ છો, તેમ એક એક દુર્ગુણને જીતીને માણસ આગળ વધતો જાય છે. આ ઉપર કાલે હું તમને **વિશ્વામિત્ર**ની વાત કહીશ.

**શંકરલાલ**-સાહેબ, એક શંકા છે તે પૂછું?

**મહેતાજી**—ભલે પૂછો, હજી ત્રણ-ચાર મિનિટ બાકી છે.

**શંકરલાલ**—કેટલાક લોકો એમ કહે છે કે, માણસનો પુનર્જન્મ થતો નથી.

**મહેતાજી**—પુનર્જન્મ ન હોય તો એક માણસ રાજા અને એક રંક શાથી હોય? એક જન્મથીજ બહેરો, મુંગો, આંધળો કે લૂલો અને બીજો કાંઇપણ ખોડવિનાનો શાથી હોય? એક રોગી અને બીજો નિરોગી શાથી હોય? એકજ વર્ગમાં એકજ શિક્ષકના હાથ નીચે ભણતા છોકરાઓમાં એક બુદ્ધિશાળી અને બીજો ઠોઠ શામાટે હોવો જોઇએ? આપણે એમ કહીએ કે, એ તો જેમ પ્રભુને ઠીક લાગ્યું તેમ તેણે સૌને બનાવ્યા છે; તો પછી પ્રભુ પક્ષપાતી અને અન્યાયી ગણાશે; કારણ કે તે એકને રાજા બનાવે છે અને બીજાને રંક બનાવે છે; એકને વિદ્વાન અને બીજાને મૂર્ખ બનાવે છે; પણ જો આપણે કર્મની વાત ધ્યાનમાં લઇએ અને પુનર્જન્મની વાત પણ માનીએ, તો આ બધાનો ખુલાસો બહુ સારી રીતે થઇ શકે છે. તે ખુલાસો એ કે, આપણે અગાઉના જન્મોમાં જેવાં કર્મો કર્યાં હશે, તેવાં ફળ આપણને આ જન્મમાં મળે છે અને હવે જેવાં કર્મ કરીશું તેવાં ફળ

તેના સમયમાં ભોગવીશું. કેમ શંકરલાલ, તમને આ વાત બરાબર સમજાય છે ને ?

**શંકરલાલ**—જી હા, આ ખુલાસાથી બધી શંકા મટી જાય છે.

**મહેતાજી**—બસ, હવે વખત થઇ ગયો છે, એટલે કાલે આપણે બીજી વાત કહીશું.

# ૧૫—પુરુષાર્થ

આળસ તજી ઉદ્યમ કરો, ચિતમાં કરી વિચાર;
સુખી થશો તેથી સદા, નહિ તો થશો ખુવાર.

**મહેતાજી**—છબીલદાસ, આજે આપણે કઈ વાત કહેવાની છે?

**છબી૦**—સાહેબ, આજે વિશ્વામિત્રની વાત કહેવાની છે.

**મહેતાજી**—છોટાલાલ, વિશ્વામિત્રનું નામ આગળ આપણી કઇ વાર્તામાં આવ્યું હતું ?

**છોટાલાલ**—જી હા, હરિશ્ચંદ્રની વાતમાં આવ્યું હતું.

**મહેતાજી**—તમારી વાત બરાબર છે. વિશ્વામિત્ર રાજકુળમાં જન્મ્યા હતા અને પોતાના પિતા **ગાધિ** રાજાની પછી ગાદીએ આવ્યા હતા. ઘણાં વર્ષ રાજ્ય કર્યા પછી એક સમયે તેઓ પોતાના લશ્કર સહિત ફરતા ફરતા **વસિષ્ઠ** ઋષિને આશ્રમે આવી પહોંચ્યા. વિશ્વામિત્ર **વસિષ્ઠ**ના ચરણમાં પડયા અને **વસિષ્ઠે** તેમનો સ્નેહથી સત્કાર કર્યો. પછી કુશળ સમાચાર પૂછીને **વ**-સિષ્ઠ બોલ્યા:-હે રાજા, તું આજે ઘણે દિવસે મારે આશ્રમે આવ્યો છે, માટે હું તારી તથા તારા લશ્કરની મેમાનગીરી

કરવા ઇચ્છુ છું; કારણ કે મારે ત્યાં તારા જેવો મેમાન ફરીને કયાંથી આવે ? વિશ્વામિત્રે કહ્યું: મહારાજ, આપે મને સ્નેહથી કહ્યું, એટલેજ મેમાનગીરી થઇ ચૂકી. હે ઋષિ, હવે મને આપ જવાની આજ્ઞા આપો, એટલે હું જાઉં. આમ કહેવા છતાં પણ વસિષ્ઠે બહુ આગ્રહ કરીને તેમને રોકયા અને મેમાનને જમાડવા માટે જે જે સામગ્રીની જરૂર હતી, તે બધી પોતાની શબલા નામની અદ્‌ભુત ગાયમાંથી ઉત્પન્ન કરી. પછી તેઓને સોનાનાં આસનો ઉપર બેસાડયા; સોનાની થાળીઓ તથા વાટકા આપ્યા અને તેમાં સ્વાદિષ્ટ ભોજન પીરસી જમાડયા. આવા સ્વાદિષ્ટ ભોજનથી સર્વે બહુ સંતોષ પામ્યા; પણ વિશ્વામિત્રને અચંબો થયો કે, આ ઋષિ આ બધું લાવ્યા કયાંથી ? તપાસ કરતાં તેમને માલમ પડયું કે, આ સઘળું એક ગાયથી તેમને પ્રાપ્ત થયું છે. પછી વિશ્વામિત્રે વસિષ્ઠને કહ્યું કે, તમે મને આ તમારી ગાય આપો અને હું તમને તેના બદલામાં તમે જે માગો તે આપું. વસિષ્ઠે તેમને ના પાડી, એટલે વિશ્વામિત્ર ગાયને પરાણે લઇ જવા મંડયા; પણ ગાયે બરાડા પાડીને એવા મનુષ્યો ઉત્પન્ન કર્યા કે તેઓએ રાજાના સર્વ લશ્કરનો સંહાર કર્યો. પછી વિશ્વામિત્રના સો પુત્રો વસિષ્ઠ ઉપર ધસી આવ્યા. વસિષ્ઠે તે સર્વને એક ક્ષણમાં બાળીને ભસ્મ કરી નાખ્યા. આથી રાજા ગભરાઇ ગયો અને ત્યાંથી પોતાના રાજ્યમાં પાછો આવ્યો. તેનો સઘળો ગર્વ ઉતરી ગયો. તે પોતાના ક્ષત્રિય-બળને હવે ધિક્કારવા લાગ્યા અને બ્રાહ્મણ–બળનાં વખાણ કરવા લાગ્યા. છેવટે દિવ્ય અસ્ત્રો મેળવવા તેમણે તપ આદર્યું. ઘણુંક વખતસુધી આકરૂં તપ કરવાથી શંકર પ્રસન્ન થયા અને

તેમને દૈવી અસ્ત્રો આપ્યાં. પછી રાજા **વસિષ્ઠની** સામે યુદ્ધ કરવા આવ્યા; પણ **વસિષ્ઠે** બ્રાહ્મણની શક્તિરૂપ બ્રહ્મદંડ ઉગામીને રાજાનાં સર્વ અસ્ત્રોનો નાશ કર્યો! આથી નિરાશ થઇને વિશ્વામિત્ર પાછા વનમાં ગયા અને બ્રહ્મર્ષિ થવા પ્રયત્ન આદર્યો.

પછી ઘણો કાળ તપ કરવાથી **બ્રહ્મા** પ્રસન્ન થયા અને રાજાને "રાજર્ષિ" કહીને બોલાવ્યા; પણ વિશ્વામિત્રે એટલાથી સંતોષ નહિ પામતાં તપ ચાલુ રાખ્યું. બીજા ઘણા કાળસુધી તપ કર્યું, ત્યારે દેવોએ તેમને 'દેવર્ષિ' કહીને બોલાવ્યા, તોપણ તેમણે તપ ચાલુ રાખ્યું; કેમકે બ્રહ્મર્ષિ થાય તોજ તેમને સંતોષ મળે તેમ હતું; પણ એ તપમાં એક વિઘ્ન આવ્યું. **મેનકા** નામની અપ્સરામાં મોહ પામવાથી તેમનું તપ નાશ પામ્યું; પણ વિશ્વામિત્ર કાંઈ હારી જાય એવા નહોતા. તેમણે ફરીથી તપ શરૂ કર્યું. ઘણો કાળ વીત્યા પછી **બ્રહ્માએ** તેમને 'મહર્ષિ' પદ આપ્યું અને ઇંદ્રિયો ઉપર કાબૂ રાખવાની આજ્ઞા કરી. બીજીવાર તેમને મોહમાં ફસાવવાને રંભા નામની અપ્સરાએ યત્ન કર્યો. આ વખતે કામવશ ન થતાં તે ક્રોધાવશ થયા; અને તે અપ્સરાને શાપ આપ્યો. આથી તેમનું તપ ફરીથી નષ્ટ થયું. આમ છતાં પણ તેમણે કાયર થઇને તપ મૂકી દીધું નહિ. આ વખતે તેમણે મુનિવ્રત એટલે કે કોઈની સાથે બોલવુંજ નહિ, એવો નિયમ લીધો; અને છેવટસુધી જરાએ ક્રોધને વશ થયા નહિ. આવી રીતે પુરુષાર્થથી અને સબળ પ્રયત્નથી અંતે વિશ્વામિત્રનો જય થયો અને તેમને 'બ્રહ્મર્ષિ' કહીને બોલાવવામાં આવ્યા. હવે તેમને **વસિષ્ઠની** સાથે પણ મિત્રાચારી થઇ. બોલો હરજીવનદાસ, આ વાતમાંથી આપણે શું સાર લેવો?

હરજી૦—પહેલો સાર તો એ કે, પારકી ચીજ લેવ આપણે લોભ ન કરવો; નહિ તો કજીયો થયા વિના રહેજ નહિ.

**મહેતાજી**—બીજું કાંઇ, **ઘનશ્યામ** ?

**ઘનશ્યામ**—આપણો વૈભવ ગમે તેટલો હોય, પણ તે બીજાને બતાવીને અહંકાર ન કરવો, નહિ તો **વસિષ્ઠના** જેવી સ્થિતિ થાય.

**મહેતાજી**—તમે પણ ઠીક સાર કાઢ્યો,બીજું કાંઈ **રામપ્રસાદ**?

**રામપ્રસાદ**—માણસ જો ધારે તો **વિશ્વામિત્રની** પેઠે જે કરવું હોય તે કરી શકે.

**મહેતાજી**—ખરી વાત, આ ઉપર આપણામાં એક કહેવત છે તે કહેશો, **શંકરલાલ** ?

**શંકરલાલ**—જી હા, કાળા માથાનો માનવી શું ન કરી શકે?

**મહેતાજી**—શાબાશ,કાલે આપણે **વાલ્મીકિની** વાત કહીશું.

---

# ૧૬—સત્સંગ

ઉમ્મરે અધિક અને, જ્ઞાનમાં વધેલા એવા,
સોબતીની સોબતથી, હૃદય સુધારજો;
જેવો સંગ તેવો રંગ, લાગશે જરૂર માટે,
સારો સંગ શોધવાની, સાવધાની રાખજો.

---

**મહેતાજી**—કનૈયાલાલ, આજે આપણે કઈ વાત કહેવાની છે?

**કનૈયાલાલ**—સાહેબ, આજે **વાલ્મીકિની** વાત કહેવાનું આપ કહેતા હતા.

**મહેતાજી**—બરાબર, તમારામાંથી જે કોઇ **વાલ્મીકિ** વિષે

જાણતા હોય તે ઉભા થાઓ.

( મથુરદાસ ઉભા થાય છે. )

**મહેતાજી**—કેમ મથુરદાસ, તમે વાલ્મીકિ વિષે શું જાણો છો?

**મથુરદાસ**—સાહેબ, મારા પિતાએ સસ્તા સાહિત્યનું વાલ્મીકિ રામાયણ હમણાંજ મંગાવ્યું છે અને દરરોજ રાત્રે વાંચે છે. તે રામાયણ વાલ્મીકિએ બનાવ્યું છે; માટે વાલ્મીકિ રામાયણ કહેવાય છે અને તેમાં રામચંદ્રજીની તથા રાવણની વાત આવે છે.

**મહેતાજી**—ઠીક છે. હવે આજે હું તમને તે વાલ્મીકિની વાત કહું છું, તે બરાબર ધ્યાન દઇને સાંભળો. પૂર્વે લોહજંઘ નામનો એક બ્રાહ્મણ હતો. તે હમેશાં પોતાના કુટુંબનું ગુજરાન ભિક્ષા માગી લાવીને કરતો. એક સમયે આખા દેશમાં વરસાદ આવ્યો નહિ અને તેથી મોટો દુકાળ પડયો. આથી બિચારા ગરીબ લોકો બહુજ હેરાન થયા અને કેટલાક તો અન્નપાણી-વિના મરણ પામ્યા.

લોહજંઘ ઘેર ઘેર ભિક્ષા માગવા જતો, પણ તેને કોઇ ચપટી લોટ કે મુઠી દાણા પણ આપતું નહિ. એક વખત ફળ વીણી લાવવા સારૂ તે જંગલમાં ગયો અને ઘણું રખડયો, પણ વરસાદવિના ઝાડપાન સૂકાઇ ગયાં હતાં તેથી તેને એકે ફળ મળ્યું નહિ. છેવટે નિરાશ થઇને તે ઘર તરફ પાછો આવતો હતો; એટલામાં ત્રણ વૃદ્ધ પુરુષો દાણાની તથા લૂગડાંની ગાંસડીઓ લઇને મળ્યા. તેઓને જોઇને લોહજંઘની દાનત બગડી અને ત્રણેને લૂંટી ઘેર જઇને પોતાના કુટુંબને સંતોષ્યું. આ વખતથી તેણે લૂંટ કરવાનો ધંધો શરૂ કર્યો.

એક વખત **લોહજંઘ** લૂંટ કરવાના હેતુથી જંગલમાં આમ તેમ ફરતો હતો એવામાં **નારદ** ઋષિ ત્યાં આવી ચઢ્યા. **લોહજંઘ** એક ડાંગ લઇને તેમની સામે ધસ્યો અને કહ્યું કે, જે કાંઇ માલમતા હોય તે એકદમ મને આપી દો, નહિ તો હું તમને મારી નાખીશ. **નારદ** ઋષિ બોલ્યાઃ હે ભાઈ, તું આવું નીચ કામ શામાટે કરે છે? નિરપરાધીને દુઃખ દઇને કોઇ સુખી થયુ નથી અને થવાનું પણ નથી. અમારી પાસે તો તને આપવા જેવું કાંઇ છે પણ નહિ. આથી **લોહજંઘ** એકદમ ગુસ્સે થઈ ગયો અને મોટે સાદે બોલ્યોઃ 'અરે જોગટા, મને શિખામણ આપવાનું તને કોણ કહે છે? તારી પાસે જે કાંઇ હોય તે છાનોમાનો મૂકી દે, નહિ તો આ ડાંગનો ઉપયોગ કરવો પડશે.' છેવટે તેણે ઋષિને વલ્કલ, મૃગચર્મ, અને કમંડળ એક કોરે મૂકવાની ફરજ પાડી. ઋષિ બહુજ દિલગીર થઇ વિચાર કરવા લાગ્યા કે, આ ખરેખરો મૂર્ખ અને જડ માણસ છે; પણ મારે એને સુધારવો જોઈએ. આવી રીતે વિચાર કરીને **નારદ** મુનિ બોલ્યાઃ 'હે ભાઇ, મારી પાસે જે કાંઇ છે તે તું ખુશીથી લઇ જા; પણ તને એક વાત પૂછું તેનો તું મને જવાબ આપ. તું આવું નિર્દય કામ શા સારૂ કરે છે?' **લોહજંઘે** જવાબ આપ્યો કે, મારા કુટુંબના ભરણપોષણ માટે હું આ કામ કરૂ છું. આ સાંભળી **નારદ** બોલ્યાઃ 'હે ભાઇ, આ અસાર સંસારમાં કોઇ કોઇનુ સગું નથી; જે કરશે તેજ ભોગવશે. આ વાત તને જો સાચી ન લાગતી હોય તો તું તારે ઘેર જા અને તારાં માતાપિતા, સ્ત્રી વગેરેને પૂછી જો કે હું આ પાપ કર્મ કરૂં છું તેમાં તમારો ભાગ

ખરો કે નહિ?' ઋષિની આ વાત સાંભળીને લોહજંઘનું મન જરા પીગળ્યું; અને તે ઋષિને ત્યાંજ ઉભા રહેવાનુ કહીને પોતે ઘેર ગયો.

ઘેર જઇને પોતાનાં માત-પિતા અને સ્ત્રી-પુત્રાદિકને એકઠાં કરીને તે પૂછવા લાગ્યો કે, હું આજ કેટલાક વખતથી લૂંટફાટનો ધંધો કરી તમારૂં પોષણ કરૂં છું. આ મારા પાપના કામમાં તમે પણ મારાં ભાગીદાર ખરાં કે નહિ ? આ સાંભળી તેનાં માતપિતા બોલ્યાં: 'હે પુત્ર, અમે અનેક દુઃખ વેઠીને તને મોટો કર્યો છે, તો હવે ઘડપણમાં તારે અમને પાળવાંજ જોઈએ. તું જે ખરાબ કામ કરે છે એમાં અમારે કાંઇ લેવાદેવા નથી. એ તો જે કરે તેજ ભોગવે.' તેની સ્ત્રી બોલી કે: 'હે નાથ, આપનાં માતપિતાએ જે જવાબ આપ્યો તે ખરોજ છે. કર્મ કરનારાનેજ તેનાં સારાં-માઠાં ફળ ભોગવવાં પડે છે; બીજાને તેમાં કાંઇ લાગે વળગે નહિ. કહેવત છે કે: "કરણી તેવી પાર ઉતરણી" અને "ખોદે તે પડે." તમે શું આ વાત નથી જાણતા?'

આ ઉત્તર સાંભળીને લોહજંઘ બહુજ દિલગીર થયો અને તરતજ ઘર છોડી જંગલમાં આવીને ઋષિની માફી માગી તે બોલ્યો કે: 'હે ઋષિ, મેં આપને ઘણું દુઃખ આપ્યું. મારા દોષની મને ક્ષમા આપો. આપ હવે સુખેથી પધારો. મેં આજ સુધીમાં ઘણાં પાપી કર્મો કર્યાં છે અને હજી પણ ઘણાં કરત; પણ આપના સત્સંગથી મારો જન્મ હવે સુધરી ગયો. હું હવે આપનેજ શરણે આવ્યો છું. ઋષિએ તેને બહુ ધીરજ આપી અને રામનો મંત્ર આપી તેને કહ્યું કે, હું પાછો આવું ત્યાંસુધી તું અહીં બેસીને આ મંત્રનો જપ કરજે,

ઋષિઓએ આપેલા મંત્ર ઉપર શ્રદ્ધા રાખીને લોહજંઘ રાતદિવસ તેનો જપ કરવા લાગ્યો. ઘણે કાળે તે મંત્ર જપવામાં એવો તો લીન થઈ ગયો કે તેના ઉપર એક મોટો રાફડો થઇ ગયો. કેટલેક કાળે **નારદ** ઋષિ પાછા આવ્યા અને તે રાફડામાંથી "**મરા, મરા**" નો ઉચ્ચાર સાંભળ્યો. તેમને પેલા લૂંટારાની વાત યાદ આવી અને રાફડો ઉખેડી નાખી જોયું તો **લોહજંઘ** રામને બદલે **મરા મરા** કહેતો હતો. પછી **લોહજંઘ**ને સાવધ કરીને તેને બહુ ધન્યવાદ આપ્યો અને કહ્યું કેઃ "રાફડા ઉપરથી હું તારૂં નામ **વાલ્મીકિ** પાડું છું અને આશીર્વાદ આપું છું કે, તારૂં નામ જગતમાં અમર રહેશે." પછી **વાલ્મીકિએ બ્રહ્માજી**ના કહેવાથી ચોવીસ હજાર શ્લોકવાળું **રામાયણ** રચ્યું, જે આજે ઘણે ઠેકાણે વંચાય છે. કહો **રણ**છોડદાસ, તમે આમાંથી શું સાર કાઢો છો?

**રણછોડદાસ**—માણસ ગમે તેવો ખરાબ હોય તોપણ તે સારા માણસના સંગથી સુધરી જાય છે.

**મહેતાજી**—બરાબર છે. બીજું કાંઈ **મોહનલાલ**?

**મોહનલાલ**—માણસ જો બરાબર પ્રયત્ન કરે તો તેને અંતે વિજય મળ્યાવિના રહેજ નહિ.

**મહેતાજી**—તમારી વાત પણ ઠીક છે. બીજું કાંઇ **વેણીલાલ**!

**વેણીલાલ**—કરે તે ભોગવે અને વાવે તે લણે; માટે આપણે દરેક કામ બહુજ વિચારીને કરવું.

**મહેતાજી**—શાબાશ **વેણીલાલ**. હવે કાલે આપણે બીજી વાત કહીશું.

# ૧૭—ભક્તિ

ભજો ભક્ત થૈ ભાવથી, કૃપાળુ જગ કરતાર;
રૂડી દલપતરામની, સરવ કથાનો સાર.

**મહેતાજી**—શંકરલાલ, આજે તમારા ભાઇબંધ **મનસુખલાલ** કેમ નથી આવ્યા?

**શંકરલાલ**—સાહેબ, આજે બપોરે એમને ત્યાં હરિકથા છે; એટલે કામકાજમાં રોકાયા છે.

**મહેતાજી**—ઠીક, હરિકથામાં કોનું આખ્યાન થવાનું છે?

**શંકરલાલ**—**નામદેવ**નું આખ્યાન ઘણું કરીને થવાનું છે.

**મહેતાજી**—હું પણ તમને **નામદેવ**નીજ વાત કહું તો કેમ?

**સર્વ છોકરા**—હાજી, તો તો ઠીક થાય.

**મહેતાજી**—**નામદેવ** નામનો એક નાનો છોકરો હતો. તેનો બાપ ભક્ત હતો અને તે દરરોજ વિઠ્ઠલનાથજીની પૂજા-ભક્તિ કરતો. પોતાના પિતાને પૂજા કરતા જોઈને તે પણ પૂજાની ઓરડી બહાર 'વિઠ્ઠલ, વિઠ્ઠલ' એમ જપ જપતો. તેને મન તો તે મૂર્તિજ ખરા ઈશ્વર છે એમ હતું. કોઈ કોઇવાર તેને લાગ મળતો ત્યારે તે પૂજાની ઓરડીમાં પેસી જતો અને બહુ પ્રેમ તથા આનંદથી તે મૂર્તિને નિહાળતો; પરંતુ તેનો બાપ વિઠ્ઠલનાથજીની મૂર્તિની તેને પૂજા કરવા દેતો નહિ, તેથી તેનુ મન દુભાતું. એક વખત તેનો પિતા બહારગામ જવા નીકળ્યો, ત્યારે **નામદેવે** બહુજ આનંદમાં આવી જઇને તેને કહ્યું: "તમે તો હવે બહારગામ જાઓ છો, તેથી તમારી વતી વિઠોબાની પૂજા હું

કરીશ.” તેના પિતાએ કહ્યું: “ઠીક, પણ સવારમાં દાતણ કર્યા પહેલાં તારે તો ખાવાનું જોઇએ છીએ. તારા જેવો નાદાન છોકરો દેવની પૂજા શી રીતે કરી શકે? પૂજા કરવાની જો તને હોંશ હોય તો દાતણ કરી, નાહી, દેવને જમાડીને પછી તું જમજે.” આમ કહીને તેનો પિતા ગયો.

આનંદમાં અને આનંદમાં **નામદેવને** રાત્રે ઉંઘ પણ ન આવી. તેણે રાતમાં વારંવાર ઉઠીને પોતાના માને પૂછ્યુ કેઃ- “મા પરોઢિયું થયુ કે નહિ? “મા હવે સવાર ક્યારે પડશે?” “હું હવે **વિઠોબાની** પૂજા ક્યારે કરૂં?” છેવટે સવાર પડતાં દાતણ કરીને તે નદીએ જઈ નાહી આવ્યો. પછી તેની માએ **વિઠોબાની** મૂર્તિ નીચે ઉતારી આપી. **નામદેવે** તે મૂર્તિને તરભાણામાં નવરાવી, કપડાથી સાફ કરી, આસન ઉપર બેસાડી, ફૂલ વગેરે ચઢાવી પોતાની માને કહ્યું કેઃ-“મા, હવે જલદી દૂધ લાવો. **વિઠોબા** નાહીને બેઠા છે અને તેમને બહુ ભૂખ લાગી છે.”

પછી તેની મા એક પ્યાલામાં દૂધ લાવ્યાં અને **નામદેવ**ને આપ્યું. **નામદેવે** તે **વિઠોબા** પાસે મૂક્યુ અને બોલ્યોઃ- “મહારાજ, આ દૂધ પીઓ.” દેવે દૂધ પીધું નહિ. **નામદેવ** તો આંખો મીંચીને મનમાં ‘રામ રામ’ ‘**વિઠ્ઠલ વિઠ્ઠલ**’ એમ બોલવા લાગ્યો. તેને તો મનમાં ખાત્રી હતી કે, મારી ભક્તિથી દેવ મારાપર પ્રસન્ન થઇ જરૂર દૂધ પીશે. વચમાં વચમાં તે ધીમે રહીને, આંખો ઉઘાડીને **વિઠોબા** દૂધ પીએ છે કે નહિ તે જોવા લાગ્યો. ઘણી વાર સુધી તેણે **વિઠ્ઠલનો** જપ કર્યો, પણ દેવે કાંઈ દૂધ પીધું નહિ. તેને રાતનો ઉજાગરો હતો અને ભૂખ પણ ખૂબ લાગી હતી; તેથી કંટાળી જઈને તે રડવા લાગ્યો અને

નિસાસા નાખવા લાગ્યો. તે બોલ્યોઃ "અરે વિઠોબા, આજે તમે મારાથી કેમ રીસાયા? હું નાનો બાળક છું એમ ધારીને શું તમે દૂધ નથી પીતા?" આમ રોઇ રોઇને તે થાક્યો અને અંતે મૂર્છા ખાઇને જમીન ઉપર પડયો. ઘરમાંથી તેનાં સગાં દોડી આવ્યાં અને તેના મોંપર પાણી છાંટયું. જ્યારે તેને ભાન આવ્યું ત્યારે બધાંએ તેને સમજાવ્યો કે, તું દૂધ પી જા. દેવ કાંઇ દૂધ પીતા નથી. તે તો માત્ર ભાવના ભૂખ્યા હોય છે. તેમની આ વાત તેને ગોઠી નહિ અને તે તો હઠ લઇને બેઠો કે, જો વિઠોબા દૂધ નહિ પીએ તો મારે પણ ખાવાપીવાની કે જીવવાની દરકાર નથી. આ પ્રમાણે નિશ્ચય કરીને તે ત્યાં થોડીવાર બેઠો અને "વિઠ્ઠલ, વિઠ્ઠલ" જપવા મંડયો. અંતે ઘરમાંથી તે એક છરો લઇ આવ્યો અને પોતાના ગળા આગળ ધરી તે બોલ્યોઃ "વિઠોબા, આ દૂધ નહિ પીઓ તો હું મરૂં છું." છરો ગળા આગળ લીધો કે તરતજ વિઠોબાએ દર્શન દીધાં અને દૂધ પીવા લાગ્યા. આથી આનંદમાં આવી જઇને તે કૂદવા તથા નાચવા લાગ્યો અને પ્રભુને પગે પડયો. પછી પ્રભુ ત્યાંથી અદ્દશ્ય થઇ ગયા; અને તે પોતાની મા પાસે ગયો તથા બધી વાત કહી દેખાડી. હીરાલાલ, તમે આ વાતમાંથી શું સાર લો છો?

**હીરાલાલ**—માણસ જો બરાબર મહેનત કરે તો તેનું ધારેલું કામ સફળ થયા વિના રહેજ નહિ.

**મહેતાજી**—બરાબર છે. તમે બધા જો પાઠ બરાબર મહેનતથી કરો તો કદી પાસ થયા વગર નજ રહો. બીજું કંઈ વેણીલાલ?

**વેણીલાલ—નામદેવની** માએ તેને નાહિંમત કર્યો; છતાં

પણ તેણે તો હિંમત રાખી કામ કર્યું. તેમ આપણને પણ કોઇ નાહિંમત બનાવે, તો તે ઉપર ધ્યાન ન આપતાં હિંમતથી કામ કરવું.

**મહેતાજી**—ઘણુંજ સરસ. જુઓ, એક કહેવતમાં પણ કહ્યું છે કેઃ–'હિંમતે મર્દા, મદદે ખુદા.' એટલે કે, માણસ જો હિંમતથી કામ કરે તો ખુદા એટલે કે પરમેશ્વર તેને મદદ કરેજ. આપણામાં પણ એક આવીજ કહેવત છે. તમે તે જાણો છો છોટાલાલ?

**છોટાલાલ**—ના જી, મને ખબર નથી.

**મહેતાજી**—જે જાણતા હો તે ઉભા થઇ બોલો.

**શંકરલાલ**—"મનુષ્યયત્ન, ઈશ્વરકૃપા."

**મહેતાજી**—શાબાશ! શંકરલાલ,શાબાશ! બીજું કાંઈ રહી જાય છે, છગનલાલ?

**છગનલાલ**—હા જી. પ્રભુ કેવળ ભાવનાજ ભૂખ્યા છે, તે પણ આ વાત ઉપરથી જણાઈ આવે છે.

**મહેતાજી**—તમારૂં કહેવું ખરૂં છે. પ્રભુને તમે ભાવવિના લાડવા, લાપશી, દૂધપાક વગેરે મિષ્ટાન્ન આપો તેના કરતાં ભાવથી દાળ, ભાત,ખીચડી, દૂધ કે તુળસીનું પાંદડું પણ આપો તો તેથી તે પ્રસન્ન થાય છે. ભાવથી થોડું પણ આપ્યુ હોય તો તેનું ફળ કેટલું મળે છે, તે ઉપર કાલે આપણે એક બ્રાહ્મણની વાત કહીશું.

# ૧૮–મેમાનગતી

આવ નહીં આદર નહિ, નહિ નેનનમેં નેહ;
તુલસી તહાં ન જાઇએ, કંચન વરસે મેહ.
આવ હય આદર હય, હય નેનનમેં નેહ;
તુલસી વો ઘર જાઇએ, ભાલા વરસે મેહ.

**મહેતાજી**—મનસુખલાલ, કાલે કેમ નહોતા આવ્યા ?

**મનસુખ૦**—સાહેબ, કાલે મારે ત્યાં હરિકથા હતી તેથી નહોતો આવ્યો.

**મહેતાજી**—શેની કથા હતી ?

**મનસુખલાલ**—નામદેવજીની હતી.

**મહેતાજી**—અમે પણ કાલે અહીંઆં એજ વાત કરી હતી. રણછોડદાસ, આજે આપણે કઇ વાત કહેવાના છીએ ?

**રણછોડ૦**—સાહેબ, કાલે આપે કહ્યું હતું કે, એક બ્રાહ્મણની વાત કહીશું.

**મહેતાજી**—હા, હા, આજે આપણે એક બ્રાહ્મણ અને તેના મેમાનની વાત કહેવાના છીએ.

**મગનલાલ**—એકદમ ઉભા થઇને ગભરાતા બોલ્યાઃ 'સાહેબ,

**મહેતાજી**—મગનલાલ, આમ ગભરાઓ છો શું કામ ?

**મગનલાલ**—સાહેબ, આજે મારા મામા જુનાગઢથી આવવાના છે અને મારે તેમને તેડવા જવું હતું તે હું ભૂલી ગયો હતો; પણ આપે મેમાનની વાત કાઢી એટલે મને યાદ આવ્યું. આપ રજા આપો તો હું સ્ટેશને જાઉં.

**મહેતાજી**—ભલે, ખુશીથી જાઓ. હજી ગાડી આવવાને લગભગ દશ મિનિટની વાર છે, જાઓ ઝટ પહોંચો અને મેમાનની મેમાનગતી કરો. હવે આપણે આપણી વાત ચલાવીએ.

યુધિષ્ઠિરનું નામ તો તમે સાંભળ્યું છે. તેમણે એક વખત મોટો યજ્ઞ કર્યો હતો. તે યજ્ઞની ક્રિયામાં તમામ સોનાનાં વાસણો વાપર્યાં હતાં. ત્યાં જે મંડપ બાંધવામાં આવ્યો હતો, તે બહુ સુશોભિત હતો. મંડપની અંદરના થાંભલા સાવ સોનાના હતા અને તેની ચારે તરફ રેશમી કપડાં તથા કીનખાબના પડદા ટાંગવામાં આવ્યા હતા. યજ્ઞમાં નોતરેલા બ્રાહ્મણો વગેરેને જોઇએ તેટલું ધન તથા રત્નો આપવામાં આવતાં હતાં. કેમ **સોમ**નાથ, તમે તે વખતે હોત તો કેવી મજા પડત?

**સોમનાથ**—હા જી, તો તો બહુ ભેગું કરત અને ખૂબ મઝા ઉડાવત!

**મહેતાજી**—ભાઇ **સોમ**નાથ, એ વખતના બ્રાહ્મણો કે સાધુ-સંતો કાંઇ આજના જેવા લોભીઆ નહોતા. તેઓ તો પૈસાથી દૂર રહેતા હતા. હવે આપણી વાત ઉપર આવીએ. આપણે ક્યાંસુધી વાત કરી ગયા **મા**ધવલાલ?

**માધવલાલ**—યજ્ઞમાં નોતરેલાઓને જેટલું જોઇએ તેટલું દાન અપાતું હતું, ત્યાં સુધી.

**મહેતાજી**—બરાબર, તે યજ્ઞમાં એક નોળીઓ આવ્યો. તેનું સ્વરૂપ બહુ વિચિત્ર હતું, તેના શરીરનો અર્ધો ભાગ સોનેરી રંગનો હતો અને બીજો અર્ધો ભાગ નોળીઆનો હોય છે તેવો હતો. ચારે કોર જોઇને તેણે પોતાનું ડોકું ધુણાવવાથી બધા બહુ વિસ્મય પામ્યા અને તેની સામું જોઇ રહ્યા. પછી

તે માણસ જેવી વાણીથી બોલ્યો:–"હે રાજાઓ અને સભાજનો, હું મારૂં માથું ધુણાવું છું તે જોઇને તમને બધાને નવાઇ લાગે છે; તો તેનું કારણ સાંભળો. મેં આ તમારો યજ્ઞ જોયો, મંડપની શોભા પણ જોઇ અને તમે દાન આપો છો તે પણ જોયાં; પણ એક ગરીબ બ્રાહ્મણે પોતાને ત્યાં આવેલા મેમાનને જવનો થોડોક લોટ આપીને જે યજ્ઞ કર્યો હતો, તે યજ્ઞની આગળ આ તમારો યજ્ઞ કાંઇ નથી." આથી અચંબો પામીને ધર્મરાજાએ કહ્યું કે:–"ભાઇ, મહેરબાની કરીને તે બ્રાહ્મણની તથા તેના યજ્ઞની હકીકત અમને કહી દેખાડ." પછી નોળીઆએ તે વાત નીચે પ્રમાણે કહી.

પૂર્વે એક બ્રાહ્મણ હતો. બજારમાં, શેરીમાં કે ખેતરોમાં જે દાણા વેરાયલા હોય તે એકઠા કરવા અને તેમાંથીજ પોતાનું તથા પોતાના કુટુંબનું ગુજરાન ચલાવવું, એવો તેનો નિયમ હતો. આવા નિયમથી તે માંડ માંડ બે–ત્રણ રોટલા થાય તેટલા દાણા ભેગા કરી શકતો અને જે આવતું તે સરખે ભાગે પોતે, પોતાની સ્ત્રી, પોતાનો પુત્ર અને પુત્રની વહુ, એ ચારે ખાઇ લેતાં. એક વખત ભારે દુકાળ પડ્યો, ખેતરોમાં ધાન્ય ઝાઝું પાકેલું નહિ અને અસલના વખતમાં રેલ્વે નહિ, એટલે પરદેશથી પણ દાણા ન આવે, તેથી લોકો બહુ હેરાન થતા. તેમાં પણ પેલા બ્રાહ્મણને તો બહુજ ઓછા દાણા જડતા. આથી તેને અને તેના કુટુંબને ચાર–પાંચ દિવસે એક વાર માંડ માંડ જમવાનુ મળતું. તેઓનાં શરીર સૂકાઇને હાડપિંજર જેવાં થઇ ગયાં. એક દિવસે તે બ્રાહ્મણ થોડા જવ વીણી લાવ્યો. તેની સ્ત્રીએ તેનો લોટ કર્યો અને પછી તે સરખે ભાગે વહેંચી ચારે

જણાં ખાવા જાય છે, તેટલામાં કોઇએ બહારથી બારણાની સાંકળ ખખડાવી. તે સાંભળી બ્રાહ્મણ ઉભો થયો અને ઉઘાડીને જુએ છે તો બારણે એક બ્રાહ્મણને ઉભેલો દીઠો. બહાર ઉભેલા બ્રાહ્મણે કહ્યું:–"ભિક્ષા આપો." એટલે ઘરધણી તે મેમાનને ઘરમાં લઇ આવ્યો અને તેને પગ ધોવા પાણી તથા બેસવાને આસન આપી પોતાના ભાગનો લોટ તેની પાસે મૂકયો અને કહ્યું:–"મહારાજ, કૃપા કરીને આ ગરીબની આટલી મેમાનગતી કબૂલ રાખો." તે તે ખાઈ ગયો; પણ તેટલાથી તેની ભૂખ મટી નહિ હોય એમ તેના ચહેરા ઉપરથી માલમ પડયું; તેથી બ્રાહ્મણની સ્ત્રીએ પોતાના પતિને કહ્યું કે:–"આપ આ મારો ભાગ પણ મેમાનને આપો." પોતાની સ્ત્રીના હાડપિંજર જેવા થઇ ગયેલા શરીર સામું જોઇને તે બોલ્યો:–"હે સ્ત્રી, નબળાઇથી તારૂં શરીર ધ્રૂજે છે, માટે આ તારો ભાગ તુંજ ખા; નહિ તે તારો દેહ ટકશે નહિ અને ઘરની પાયમાલી થશે." સ્ત્રીએ કાલાવાલા કરી કહ્યું:–"હે નાથ, મારૂં તો જે થવાનું હશે તે થશે પણ આંગણે આવેલા અતિથિનો સત્કાર કરવો તે આપણો ધર્મ છે. હું ખાઉં તેના કરતાં તે ખાશે તેથી મને બહુ આનંદ થશે; માટે કૃપા કરીને તે ભાગ તેને આપો." આથી તે બ્રાહ્મણે નિસાસો નાખીને તે ભાગ પેલા મેમાનને આપ્યો; પરંતુ હજી પણ તેની ભૂખ મટી હોય એમ લાગ્યું નહિ, તેથી તે બ્રાહ્મણનો પુત્ર પોતાનો ભાગ લઇને તેના પિતા પાસે આવ્યો અને વિનતિ કરી કે:–"પિતાજી, આ મારો ભાગ પણ મેમાનને આપો." પોતાના પુત્રનું સૂકાઇ ગયેલું શરીર જોઇને તે બોલ્યો:–"બાપુ, આટલું પણ જો તું નહિ ખાય, તો તું કે જે મારા

ઘડપણનો ટેકો છે, તેના પ્રાણ કેમ ટકશે?" પુત્રે જવાબ આપ્યોઃ–"પિતાજી, મેં આપનાજ મુખથી સાંભળેલું છે કે, અતિથિ દેવ બરાબર છે; માટે આપણી પાસે જે કાંઇ હોય તેવડે તેમનો સત્કાર કરવો જોઇએ. અત્યારે આપણી પાસે આ થોડા લોટ સિવાય બીજું કાંઇ નથી. આપ જો તે નહિ આપો તો મારા જેવો બીજો હીણભાગી કોણ?" પુત્રનું મન કચવાતું જોઇને તેણે તે ભાગ પણ મેમાનને આપ્યો; પરંતુ એટલાથી પૂણ તે ધરાયો નહિ. ભુખ્યા માણુસને નાના કોળીઆ શા લેખામાં? પછી પુત્રની વહુ પોતાનો ભાગ લઇને પોતાના સસરા પાસે આવી અને બોલીઃ–"કૃપા કરીને આ મારો ભાગ લઇને મેમાનને આપો અને મને પણ ભાગ્યશાળી બનાવો." બ્રાહ્મણ બોલ્યોઃ–"તમારી ઉંમર હજી નાની છે અને તમે હજી દુઃખ વેઠયાં નથી; માટે તમારૂં દુઃખ મારાથી નહિ જોઈ શકાય;માટે તમારો ભાગ તમે ખાઇને સુખી થાઓ." આ સાંભળીને વહુ બોલીઃ–"સસરાજી, મેમાનની સેવાનો લાભ તો જેનાં ભાગ્ય હોય તેનેજ મળે છે, માટે મને પણ આવા સારા કામનો લાભ લેવા દો, આવી શુભ તક કાંઈ વારંવાર મળતી નથી." વહુનાં આવાં વચન સાંભળીને તે બ્રાહ્મણથી ના કહેવાઈ નહિ. પછી તેણે તે ભાગ પણ મેમાનને આપ્યો. મેમાન તે ખાઇ ગયો, પછી તે ઉભો થયો એટલે ત્યાં ઝળઝળાટ પ્રકાશ થઈ રહ્યો; અને મેમાનનુ શરીર બહુ શોભી રહ્યું; કારણ કે તે મેમાન ધર્મરાજા પોતેજ હતા. પછી તેમણે તેઓને આશીર્વાદ આપી કહ્યું કેઃ–"તમે મારી જે મેમાનગતી કરી છે તે જોઇને હું બહુજ સંતોષ પામ્યો છું; અને હું તમને બહુજ ધન્યવાદ આપું

છું. હવે તમે મારી સાથે સુખેથી સ્વર્ગમાં ચાલો." પછી તે બધાં સ્વર્ગમાં ગયાં. જે જગ્યાએ એમાંનો જવનો થોડો લોટ વેરાયો હતો, ત્યાં હું આળોટ્યો એટલે આ મારૂં અધું શરીર સોનાના રંગનુ થઈ ગયુ. મેમાનગતીનાં કેવાં ચમત્કારિક ફળ છે તે જુઓ. "હે રાજા, હવે આ મારૂં બાકીનું શરીર એવા રંગનું થાય એવા હેતુથી હું બીજે જ્યાં જ્યાં યજ્ઞ થાય છે ત્યાં ત્યાં જાઉં છું; પણ હજીસુધી એવો ચમત્કારિક યજ્ઞ મેં ક્યાંય જોયો નથી. તેં તારા યજ્ઞમાં ભલે પુષ્કળ સોનાનું અને રત્નોનું દાન આપ્યુ; પણ પેલા બ્રાહ્મણના યજ્ઞની આગળ તારો યજ્ઞ હિસાબમાં નથી." આ વાતથી સર્વે બહુ અચંબો પામ્યા અને પછી પેલો નોળીઓ ત્યાંથી ચાલ્યો ગયો. મેમાનગતીનો ચમત્કાર તમે બધાએ સાંભળ્યો ને ?

**સર્વ છોકરાઓ**—હા જી.

**મહેતાજી**—હવે આ વાતનો સાર શું **મથુરદાસ**?

**મથુરદાસ**—આપણે ત્યાં કોઇ મેમાન આવે તેની સારી રીતે મેમાનગતી કરવી.

**મહેતાજી**—બરાબર. મેમાનગતી કાંઇ પૈસાથીજ કે ખાલી વિવેક ભરેલાં વચનોથીજ થતી નથી; પણ ખરી મેમાનગતી તો હૃદયથીજ થાય છે. અસલના વખતમાં લોકો પરગામ જતા ત્યારે માંડ માંડ પંદર વીસ દિવસે તેમને ત્યાંથી નીકળવા દેતા અને વળી જમવામાં દરરોજ મિષ્ટાન્ન પીરસાતાં. હાલ મેમાનગતીમાં શું રહ્યું છે તે તમને ખબર છે, **પરભુદાસ**?

**પરભુદાસ**—સાહેબ, દાળ, ભાત, રોટલી અને શાક.

**મહેતાજી**—નહિ, ભાઇ નહિ, એટલું હોત તો તો સારૂંને !

તમે કહેશો, છોટાલાલ?

**છોટાલાલ**—હા જી. હાલ તો મેમાનગતીમાં પાન, તમાકુ, બીડી, ચા, સોપારી, એવીજ વસ્તુઓ આપીને સાહેબજી સલામ કરાય છે.

**મહેતાજી**—શાબાશ. છોટાલાલે જે કહ્યું તે બરાબર ખરૂં છે. સમજુ લોકોએ અને આપણા ધર્મગ્રંથોએ એવી વસ્તુઓને રજોગુણી ગણેલી છે. વળી કેટલાક માણસો તો મેમાનોને માત્ર એટલુંજ પૂછે છે કે, ક્યારે આવ્યા અને ક્યારે જશો? તમારે કોઇએ એમ ન વર્તવું. સમજ્યા કે ભાઈ? આપણે ત્યાં મેમાન આવે તેને આપણે સત્કાર તથા આસન આપી બેસાડવો અને નમ્ર વાણીથી ખબરઅંતર પૂછી તેને જમાડવાની તૈયારી કરાવવી. આટલું તો આપણે થોડે ખર્ચે કરી શકીએ; માટે તેટલી વાત તો ખાસ કરવી-કરવી ને કરવીજ.

**છબીલદાસ**—સાહેબ, મારે ચાર-પાંચ દિવસની રજા જોઇએ છીએ.

**મહેતાજી**—શું, કોઈના લગ્નમાં બહારગામ જવું છે?

**છબીલદાસ**—ના જી, લગ્નમાં મારે લીંબડી જવાનું હતું; પણ મારા બાપની આંખનો મોતીઓ કાલે ઉતરાવવાનો છે, તેથી હું જવાનો નથી. મારે તેમની પાસે રહેવું પડશે, તેથી હું નિશાળે નહિ આવી શકું.

**મહેતાજી**—કાંઈ હરકત નહિ. તમે તમારા પિતાની ખાતર લગ્નની મોજમજા છોડી દીધી તે બહુજ સારૂં કર્યું. કાલે આપણે પિતૃભક્તિ ઉપર ભીષ્મની વાત કહીશું.

# ૧૯—પિતૃભક્તિ—ભાગ ૧ લો

**મહેતાજી**—પ્રાણજીવનદાસ, કાલે નિશાળેથી છૂટ્યા પછી તમારી શેરી પાસે 'હો હો' શું થતું હતું ?

**પ્રાણજીવન**—સાહેબ, એ તો એક સૂરદાસ જતો હતો, તે વખતે બીજી અંગ્રેજી નિશાળના કેટલાક વિદ્યાર્થીઓ ત્યાં થઇને જતા હતા તેમને સૂરદાસે પૂછ્યું કેઃ—"ભાઇ, સ્ટેશન ઉપર જવાનો રસ્તો કયો ?" ત્યારે તેઓએ તેને કહ્યું કે, "સીધા ને સીધા ચાલ્યા જાઓ." તેનાથી સીધે આઘે ભીંત હતી, તેથી તે બિચારો સીધો ચાલ્યો કે ભીંતસાથે અથડાયો. આથી તે બધા હસવા લાગ્યા અને તેની મશ્કરી કરવા લાગ્યા. તેટલામાં હું ત્યાં જઇ ચડ્યો અને આ બધી હકીકત જાણી. પછી હું તે સૂરદાસને દોરતો હતો ત્યારે બધા 'હો હો' કરવા લાગ્યા; પણ તેનાથી નહિ ડરતાં હું તો મારે રસ્તે ચાલ્યો અને સૂરદાસને સ્ટેશને પહોંચાડી આવ્યો.

**મહેતાજી**—શાબાશ પ્રાણજીવનદાસ, તમે બહુજ સારૂં કામ કર્યું.

**પ્રાણજીવન**—સાહેબ, એ તો બધું આપના બોધથી છે.

**મહેતાજી**—બોધ તો ભાઇ બધા સાંભળે છે, પણ તે પ્રમાણે વર્તવાવાળા કયાં છે ? હવે-કાલે મેં તમને કહ્યું હતું તે પ્રમાણે હું તમને આજ **ભીષ્મ**ની વાત કહું છું. આ વાત બહુજ સરસ છે અને તે ઉપરથી આપણે ઘણો બોધ લેવાનો છે; ... ધ્યાનથી તે સાંભળજો અને **ભીષ્મ** જેવા થવા

પ્રયત્ન કરજો. **પ્રતીપ** કરીને એક રાજા હતા. તે પુત્રને વાસ્તે તપ કરતા હતા. ઘણાં વર્ષ તપ કર્યા પછી તેમને એક પુત્ર થયો. તેનું નામ **શાંતનુ** પાડ્યું. **શાંતનુ** જુવાન થયો, ત્યારે એક વખત તેના પિતાએ તેને કહ્યું:–"હે પુત્ર, થોડા વખત ઉપર એક કુમારિકા મારી પાસે આવી હતી, તે તને વરવા આવનાર છે; માટે તે આવે ત્યારે તેને તારી સ્ત્રીતરીકે તું કબૂલ રાખજે. તે કોણ છે, કોની પુત્રી છે અને ક્યાંથી આવે છે, તે વિષે તારે પડપૂછ કરવી નહિ; ફક્ત મારી આજ્ઞા પ્રમાણે તું તેને પરણજે." પછી **પ્રતીપ** રાજા **શાંતનુ**ને રાજ્ય સોંપીને વનમાં તપ કરવા ગયા અને **શાંતનુ** સુખે રાજ્ય કરવા લાગ્યો.

એક દિવસ **શાંતનુ** ગંગા નદીના તટ ઉપર ફરતો હતો, તેવામાં એક સુંદર કન્યા તેના જોવામાં આવી. આ કન્યા ઉપર તે મોહી પડ્યો અને તેથી તેની સાથે પરણવા તેણે માગણી કરી. તે કન્યા **ગંગાજી** પોતે હતાં. તેણે કહ્યું:–"હું જે કાંઈ કરૂં તેમાં તમે વચ્ચે ન પડો અને મને ન ગમે એવું કાંઇ ન કરો તોજ હું તમને પરણું. વળી મારી આ શરત પ્રમાણે જ્યાંસુધી તમે વર્તશો, ત્યાંસુધીજ હું તમારે ત્યાં રહીશ; મારા કામની વચ્ચે આવશો અથવા મને કાંઇ અપ્રિય વચન કહેશો તો હું તરતજ તમારો ત્યાગ કરીને જતી રહીશ." રાજાએ તે વાત કબૂલ રાખી. પછી તેઓનાં લગ્ન થયાં. થોડા સમય પછી તેમને એક બાળક થયું, તે બાળકને **ગંગાજી**એ નદીમાં નાખી દીધું અને રાજાને કહ્યું કે: "તમારા ભલા વાસ્તે મેં આમ કર્યું છે." આ પ્રમાણે **ગંગાજી**એ બીજા, ત્રીજા, ચોથા, પાંચમા, છઠ્ઠા અને સાતમા બાળકને પણ નદીમાં નાખી દીધું. આથી **શાંતનુ**

રાજાને ઘણું દુઃખ થયું. તેને ગંગાજીની આવી રીતભાત પસંદ પડી નહિ; પણ હું જો કાંઇ કહીશ તો તે જતી રહેશે, એમ જાણીને તે કાંઈ બોલ્યા નહિ. પછી જ્યારે આઠમું બાળક અવતર્યું અને હસતાં હસતાં ગંગાજી તેને નદીમાં નાખી દેવાની તૈયારી કરતાં હતાં, ત્યારે તે બાળકને બચાવી લેવાની ઈચ્છાથી દિલગીર થયેલા રાજાએ તેને કહ્યું:–"હે સ્ત્રી, તું કોણ છે? કોની પુત્રી છે? અને શામાટે તું તારાં બાળકોને નદીમાં નાખી દે છે? પુત્રોનો નાશ કરવાવાળી હે સ્ત્રી, તારા પાપનો ભાર હવે ઘણો મોટો થયો છે." ગંગાજીએ જવાબ આપ્યો:–"હે રાજા, તમારા આ બાળકને હું મારીશ નહિ, પણ આપણી શરત પ્રમાણે મારે તમારી સાથે રહેવાનો વખત હવે પૂરો થયો છે. હું જહ્નુ રાજાની પુત્રી ગંગા છું. આઠ વસુઓએ એક મહાન ઋષિની નંદિની નામની ગાય ચોરી હતી, તે વસુઓમાં ખરો ચોર તો દ્યૌ નામનો વસુ હતો. ઋષિ બહુ ગુસ્સે થયા અને આઠે વસુઓને શાપ આપ્યો કે, "તમે પૃથ્વી ઉપર અવતરો અને ત્યાં આ પાપનું ફળ ભોગવો." બધા વસુઓએ ઋષિની ક્ષમા માગી એટલે ઋષિએ કહ્યું કે, દ્યૌ સિવાયના તમે સર્વ તમારા જન્મ પછી એક વર્ષમાં મનુષ્યલોકમાંથી મુક્ત થશો પણ આ દ્યૌને તો ઘણાં વર્ષ સુધી પોતાના પાપનું ફળ ભોગવવા પૃથ્વી ઉપર રહેવું પડશે. પછી તે આઠ વસુઓ મારી પાસે આવ્યા અને મને વિનતિ કરી કે: "તમે પૃથ્વી ઉપર સ્ત્રીરૂપે અવતરો ત્યારે તમારા ઉદરથી અમને જન્મ લેવા દેજો અને જન્મતાંજ અમને નદીમાં નાખી દઇને શાપથી છોડાવજો" હે રાજા, આ લોકમાંથી તેમને છોડાવવા માટે મેં

તેમને નદીમાં નાખી દીધા છે. ઋષિના શાપથી તમારો પુત્ર આ દ્યો એકલોજ પૃથ્વી ઉપર ઘણા કાળ સુધી રહેશે." આટલાં વચન કહીને દેવી ગંગા પોતાના આઠમા વસુ દ્યો કે જે દેવવ્રતના નામથી પ્રસિદ્ધ થયા તેમને લઈને અલોપ થઈ ગયાં.

દેવવ્રત જ્યારે જુવાનીમાં આવ્યો, ત્યારે તેને જ્ઞાન, શસ્ત્રવિદ્યા તથા બીજી ઘણી વિદ્યા શીખવીને ગંગા શાંતનુ રાજા પાસે લાવ્યાં; અને તેમને સોંપીને પોતે ત્યાંથી ચાલતાં થયાં. આ પુત્ર ઘણો પરાક્રમી અને બળવાન હતો. વળી તેનામાં પિતૃભક્તિ એટલે કે પિતા તરફની ભક્તિ ઘણી હતી. તે તેમણે કેવી અસરકારક રીતે બજાવી તે હવે આપણે જોઈએ.

એક દિવસ શાંતનુ રાજા યમુના નદીના તટ ઉપર ફરતા હતા; તેવામાં તેમણે એક અતિ સ્વરૂપવાન કન્યા જોઇ અને તેની સાથે પરણવા ઇચ્છા કરી. તે એક રાજાની પુત્રી હતી, પણ એક મચ્છીમારને મળી હતી અને તેણે તેને ઉછેરીને મોટી કરી હતી; તેથી લોકો તેને મચ્છીમારની પુત્રી તરીકે ઓળખતા હતા. રાજા તે મચ્છીમાર પાસે ગયો અને પોતાની ઇચ્છા જણાવી. મચ્છીમારે કહ્યું: "હે રાજા, આ મારી પુત્રીથી તમને જે પુત્ર થાય, તેને જો તમે રાજગાદી સોંપો તોજ હું આ મારી પુત્રીનું લગ્ન તમારી સાથે કરૂં, નહિ તો નહિ." તેની આ માગણી રાજાએ કબૂલ રાખી નહિ, કારણ કે પોતાના પુત્ર દેવવ્રતનો હક રાજગાદી ઉપરથી કાઢી નાખવા તેમની ઇચ્છા નહોતી. દિલગીર થઇને રાજા શાંતનુ પોતાના રાજ્યમાં પાછો આવ્યો; પણ ચિંતાથી તેનુ શરીર બહુ લેવાવા માંડયું. તે જોઇને દેવવ્રતે તેમને પૂછયું કે: "હે પિતાજી, આપનું શરીર

હમણાં કેમ લેવાતું જાય છે? આપને શાની ચિંતા છે? આપ કૃપા કરી મને કહો, હું આપની ખાતર મારો પ્રાણુ આપવા પણ તૈયાર છું." દેવવ્રતે આમ પૂછ્યું છતાં 'મને કાંઇ નથી' એમ કહીને રાજાએ વાત ઉડાવી દીધી. પછી દેવવ્રત એક વૃદ્ધ અને ડાહ્યા કારભારીની પાસે ગયો અને આ બાબત સંબંધી તેની સલાહ લીધી. કારભારીએ મચ્છીમારની પુત્રી સંબંધી બધી વાત કહી દેખાડી; તેથી દેવવ્રત પોતાની સાથે કેટલાક મિત્રોને લઇને મચ્છીમાર પાસે ગયો. પછી શું થયું તે કાલે કહીશું.

**મણિલાલ**—સાહેબ, આમ અધુરી વાત રાખો તેથી તો બરાબર રસ આવ્યો છે, તે ચાલ્યો જશે.

**મહેતાજી**—ભાઇ, રસ ચાલ્યો જાય તો ભલે, પણ આપણે તો નિયમસર ચાલવું જોઇએ.

**નરોત્તમ**—સાહેબ, હજી બે ત્રણ મિનિટની વાર છે, માટે થોડી વાર્તા આગળ ચલાવો તો ઠીક.

**મહેતાજી**—નહિ ભાઈ નહિ; હજી આપણે પૂછવાનું બાકી છે. વળી જુઓ, પ્રભુને ત્યાં પણ બધું કામ નિયમસર થાય છે. સૂર્ય પણ નિયમસર ઉગે છે અને આથમે છે; ચંદ્ર પણ નિયમસર મોટો મોટો થતો જાય છે અને પાછો ઘટતો જાય છે; સમુદ્રમાં પણ નિયમસર ભરતી-ઓટ થાય છે અને ઋતુ પણ નિયમસર આવે છે. પહેલો શિયાળો, પછી ઉનાળો, અને પછી ચોમાસું. ઝાડને પણ ફળ નિયમસર આવે છે. જુઓ, આપણે પણ નિયમસર પ્રાર્થના કરીએ છીએ અને પછી નિયમસર બધા પાઠો વખતપત્રક પ્રમાણે લેવાય છે. દરબારી અને સરકારી ઑફીસો પણ વખતસર ઉઘડે છે અને બંધ થાય છે. રેલ્વે પણ વખતસર જાય છે અને આવે છે. આ ટપાલના કાગળો પણ

વખતસર જાય છે અને આવે છે. આ બધું જો વખતસર ન થાય તો બહુજ ગોટાળો થઈ જાય; માટે દરેક કામ વખતસરજ થવું જોઈએ. બોલો **મથુરદાસ**, તમે આમાંથી શું સાર લીધો?

**મથુરદાસ**—સાહેબ **મેં**,તો એટલો સાર લીધો કે, **શાંતનુ** રાજાની પેઠે કોઈવાર શરત કરીને બાયડી ન પરણવી; નહિ તો **શાંતનુ** જેવા હાલ થાય.

(બધા છોકરાઓ ખડખડ હસે છે.)

**મહેતાજી**—વાહવા વાહવા **મથુરદાસ**,તમે ઠીક મજા કરાવો છો હો! **નાનાલાલ**, તમે કાંઈ સાર કહેશો?

**નાનાલાલ**—જી હા. **દેવો**એ ચોરી કરી તો તેઓને પણ તે કામનું ફળ ભોગવવું પડયું; માટે કોઈ દિવસ એવું ચોરીનું કામ ન કરવું.

**મહેતાજી**—બીજું કાંઇ **મો**હનલાલ?

**મોહનલાલ**—આપણા પિતા કે માતા દિલગીર હોય તો તેઓનાં દુઃખ દૂર કરવા આપણે બને તેટલી મહેનત કરવી જોઇએ.

**મહેતાજી**—શાબાશ **મો**હનલાલ, તમારી વાત ખરી છે; પણ તમારામાંથી કેટલાક તો એવી રીતભાત રાખે છે કે તેથી તેઓનાં માબાપ દિલગીર થાય. કેટલાક તો પોતાનાં માબાપને નજીવી બાબતમાં કનડે છે. નવી જાતની ટોપી દેખે તો કહેશે કે તેવી અપાવો. નવી જાતના જોડા જુવે તો કહેશે કે તે પણ અપાવો. નવી જાતનાં ખમીસ, નવી જાતની છત્રી વગેરે ઘણી નકામી ચીજોનો તેમને ખરચ કરાવી હેરાન કરે છે; માટે એમ ન કરતાં **દે**વવ્રતની પેઠે તેમના દુઃખમાં ભાગ લેવો અને બને તેટલાં તેમને રાજી રાખવાં. એ વિષે કાલે વળી તમે વધારે જાણશો.

હમણાં કેમ લેવાતું જાય છે? આપને શાની ચિંતા છે? આપ કૃપા કરી મને કહો, હું આપની ખાતર મારો પ્રાણ આપવા પણ તૈયાર છું.” દેવવ્રતે આમ પૂછ્યું છતાં ‘મને કાંઇ નથી’ એમ કહીને રાજાએ વાત ઉડાવી દીધી. પછી દેવવ્રત એક વૃદ્ધ અને ડાહ્યા કારભારીની પાસે ગયો અને આ બાબત સંબંધી તેની સલાહ લીધી. કારભારીએ મચ્છીમારની પુત્રી સંબંધી બધી વાત કહી દેખાડી; તેથી દેવવ્રત પોતાની સાથે કેટલાક મિત્રોને લઇને મચ્છીમાર પાસે ગયો. પછી શું થયું તે કાલે કહીશું.

**મણિલાલ**—સાહેબ, આમ અધુરી વાત રાખો તેથી તો બરાબર રસ આવ્યો છે, તે ચાલ્યો જશે.

**મહેતાજી**—ભાઇ, રસ ચાલ્યો જાય તો ભલે, પણ આપણે તો નિયમસર ચાલવું જોઇએ.

**નરોત્તમ**—સાહેબ, હજી બે ત્રણ મિનિટની વાર છે, માટે થોડી વાર્તા આગળ ચલાવો તો ઠીક.

**મહેતાજી**—નહિ ભાઈ નહિ; હજી આપણે પૂછવાનું બાકી છે. વળી જુઓ, પ્રભુને ત્યાં પણ બધું કામ નિયમસર થાય છે. સૂર્ય પણ નિયમસર ઉગે છે અને આથમે છે; ચંદ્ર પણ નિયમસર મોટો મોટો થતો જાય છે અને પાછો ઘટતો જાય છે; સમુદ્રમાં પણ નિયમસર ભરતી-ઓટ થાય છે અને ઋતુ પણ નિયમસર આવે છે. પહેલો શિયાળો, પછી ઉનાળો, અને પછી ચોમાસું. ઝાડને પણ ફળ નિયમસર આવે છે. જુઓ, આપણે પણ નિયમસર પ્રાર્થના કરીએ છીએ અને પછી નિયમસર બધા પાઠો વખતપત્રક પ્રમાણે લેવાય છે. દરબારી અને સરકારી ઑફીસો પણ વખતસર ઉઘડે છે અને બંધ થાય છે. રેલ્વે પણ વખતસર જાય છે અને આવે છે. આ ટપાલના કાગળો પણ

વખતસર જાય છે અને આવે છે. આ બધું જો વખતસર ન થાય તો બહુજ ગોટાળો થઇ જાય; માટે દરેક કામ વખતસરજ થવું જોઇએ. બોલો **મથુરદાસ**, તમે આમાંથી શું સાર લીધો ?

**મથુરદાસ**—સાહેબ **મેં**,તો એટલો સાર લીધો કે, **શાંતનુ** રાજાની પેઠે કોઇવાર શરત કરીને બાયડી ન પરણવી; નહિ તો **શાંતનુ** જેવા હાલ થાય.

(બધા છોકરાઓ ખડખડ હસે છે.)

**મહેતાજી**—વાહવા વાહવા **મથુરદાસ**,તમે ઠીક મજા કરાવો છો હો ! **નાનાલાલ**, તમે કાંઈ સાર કહેશો ?

**નાનાલાલ**—જી હા. દેવોએ ચોરી કરી તો તેઓને પણ તે કામનું ફળ ભોગવવું પડયું; માટે કોઈ દિવસ એવું ચોરીનું કામ ન કરવું.

**મહેતાજી**—બીજું કાંઇ **મોહનલાલ**?

**મોહનલાલ**—આપણા પિતા કે માતા દિલગીર હોય તો તેઓનાં દુઃખ દૂર કરવા આપણે બને તેટલી મહેનત કરવી જોઇએ.

**મહેતાજી**—શાબાશ **મોહનલાલ**, તમારી વાત ખરી છે; પણ તમારામાંથી કેટલાક તો એવી રીતભાત રાખે છે કે તેથી તેઓનાં માબાપ દિલગીર થાય. કેટલાક તો પોતાનાં માબાપને નજીવી બાબતમાં કનડે છે. નવી જાતની ટોપી દેખે તો કહેશે કે તેવી અપાવો. નવી જાતના જોડા જુવે તો કહેશે કે તે પણ અપાવો. નવી જાતનાં ખમીસ, નવી જાતની છત્રી વગેરે ઘણી નકામી ચીજોનો તેમને ખરચ કરાવી હેરાન કરે છે; માટે એમ ન કરતાં **દેવવ્રત**ની પેઠે તેમના દુઃખમાં ભાગ લેવો અને બને તેટલાં તેમને રાજી રાખવાં. એ વિષે કાલે વળી તમે વધારે જાણશો,

# ૨૦–પિતૃભક્તિ–ભાગ ૨ જો

તીરથ સ્વરૂપ માત, તાત આદિ મોટેરાંનાં;
કહ્યાંને પૂરણ પ્રેમે, પાળતાં ન લાજજો.
બીજો પ્રેમ ભલે પણ, ખરો પ્રેમ તેના સમ;
જગતે ન જડનારો, નક્કી કરી માનજો.

**મહેતાજી**—કહો, હિંમતલાલ, કાલે આપણે ક્યાં સુધી વાત કરી હતી ?

**હિંમતલાલ**-કારભારીની સલાહ લઇને દેવવ્રત પોતાના મિત્રોને લઇને મચ્છીમાર પાસે ગયો ત્યાંસુધી આપ કહી ગયા હતા.

**મહેતાજી**—બરાબર, હવે આપણે આગળ ચાલીએ.

તેટલામાં ત્યાં એક ડોશીએ આવીને કહ્યું કે, માસ્તર સાહેબ, આ **વલ્લભરામ**ને જમવા મોકલોને ! હું હેમચંદ શેઠને ત્યાં દાળ વાટવા ગઈ હતી તેથી જરા મોડું થયું; અને ઘેર આવી એટલે **વલ્લભરામે** પેંડા લેવા ચાર પૈસા માગ્યા. મેં કહ્યું કે ભાઇ, હમણાં રોટલો કરી દઉં તે ખાઇને જા. મારી પાસે હમણાં પૈસા નથી; પછી **વલ્લભરામ** મને ગાળો દઇને નાસી આવ્યો છે.

**મહેતાજી**—કેમ **વલ્લભરામ**, અહીં જે વાર્તા કહીએ છીએ તે ઉપરથી બોધ તો આવોજ લ્યો છો ને ?

**વલ્લભરામ**—સાહેબ, મારી બહુ ભૂલ થઇ ગઈ. હવેથી કોઈ દિવસ એવું નહિ કરૂં.

**મહેતાજી**—તમારી માતાની માફી માગો અને ઘેર જઇને જમી આવો. (વલ્લભરામ માફી માગી જમવા જાય છે.) જુઓ ભાઈ, તમે બધા **વલ્લભરામ** જેવા થતા નહિ. હવે આપણે આપણી વાત આગળ ચલાવીએ. મચ્છીમારની પાસે જઇને તેની પુત્રી **સત્યવતી**નાં લગ્ન પોતાના પિતા સાથે કરવા **દેવવ્રતે** માગણી કરી. મચ્છીમાર બોલ્યો: "હે રાજકુમાર, તમારા ઘરડા પિતા બહુ કાળ હવે જીવશે નહિ, માટે તમારી ઇચ્છા હોય તો આ મારી પુત્રીનાં લગ્ન હું તમારી સાથે કરૂં; કેમકે તમે લાયક ઉંમરના છો." **દેવવ્રતે** જવાબ આપ્યો: "સત્યવતી સાથે લગ્ન કરવાની મારા પિતાની ઈચ્છા થઈ તેથી તે તો મારી માતા થઇ ચૂકી. જો તને રાજગાદી માટેજ વાંધો હોય તો આ બધાંના દેખતાં હું પ્રતિજ્ઞા કરૂં છું કે, આ **સત્યવતી**ને જે પુત્ર થશે તેનેજ હું રાજગાદી આપીશ." આવી રીતે પિતાની ઇચ્છા ખાતર તેણે રાજગાદી ઉપરનો પોતાનો હક છોડી દીધો. જુઓ ભાઇઓ, કેટલી બધી મોટાઇ અને કેટલું બધું ઉદારપણું! પરંતુ આટલું કર્યું છતાં મચ્છીમારને સંતોષ ન થયો. વકીલની પેઠે વાંધો કાઢીને તે બોલ્યો: "હે **દેવવ્રત**, તું તો કદાચ તારૂ વચન પાળે, પણ તને જે પુત્ર થાય, તે પોતાના બળથી મારી પુત્રીના પુત્રને ગાદીએથી ઉઠાડી મૂકે તો?" તેની આવી શંકા જોઈને પિતાનુ પ્રિય કરનાર પુત્રે જે કહ્યું તે સાંભળો. **દેવવ્રત** બોલ્યો: "હે ભાઈ, મારા પુત્રો તારી પુત્રીના પુત્ર પાસેથી રાજગાદી લઈ લે એમ તને બીક છે; તો હું એવી પ્રતિજ્ઞા કરૂં છું કે, મારે બીલકુલ પરણવુંજ નહિ." "**દેવવ્રતે** પોતાના પિતાને રાજી કરવાને પોતાના સર્વ સુખનો

આ પ્રમાણે ભોગ આપ્યો; તેથી તેના ઉપર આકાશમાંથી ફુલનો વરસાદ થયો અને આકાશવાણી થઈ કે, 'ભીષ્મ, ભીષ્મ' ભીષ્મ એટલે ભયંકર. દેવવ્રતે ભયંકર પ્રતિજ્ઞા કરી તે દિવસથી તે ભીષ્મ નામથી ઓળખવા લાગ્યા. પછી સત્યવતી સાથે રાજાનાં લગ્ન થયાં. ભીષ્મને તેમના પિતાએ આશીર્વાદ આપી કહ્યું કેઃ "હે પુત્ર, તને મારો આશીર્વાદ છે કે, જ્યાંસુધી તને જીવવાની ઈચ્છા હશે ત્યાંસુધી તારૂં મૃત્યુ નહિ થાય. તારી ઈચ્છા હશે ત્યારેજ તારૂં મૃત્યુ થશે."

કેટલાક વખત પછી શાંતનુ રાજાને સત્યવતીથી ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય નામના બે પુત્રો થયા. શાંતનુના મરણ પછી મોટો પુત્ર ચિત્રાંગદ રાજગાદી ઉપર બેઠો; પણ થોડા વખત પછી તે યુદ્ધમાં મરણ પામ્યો. તેના પછી તેનો નાનો ભાઇ વિચિત્રવીર્ય ગાદીએ બેઠો. તે જ્યારે જુવાન થયો ત્યારે ભીષ્મે તેનાં લગ્ન કાશીરાજાની બે પુત્રી અંબિકા અને અંબાલિકા સાથે કર્યાં; પણ તે નાની અવસ્થામાં અપુત્ર મરણ પામ્યો. આથી શાંતનુ રાજાનો વંશ નિર્મૂળ થવાની સ્થિતિમાં આવી પડ્યો. સત્યવતીએ ભીષ્મને બોલાવ્યા અને રાજગાદી લેવા તથા લગ્ન કરવા તેમને કહ્યું. રાજમાતાની ઈચ્છા પ્રમાણે કરવાને મિત્રો તથા સગાંઓએ પણ ભીષ્મને વિનતિ કરી. આથી ભીષ્મને રાજ્ય તથા કુટુંબસુખ ભોગવવાનો પ્રસંગ આવ્યો; પણ તેમ થવામાં માત્ર તેમની પ્રતિજ્ઞા આડે આવતી હતી. ભીષ્મને સંસારનાં સર્વ સુખ કરતાં સત્ય વધારે પ્રિય હતું. તેમણે જે જવાબ આપ્યો તે સાંભળો; અને જુઓ કે અસલના વખતમાં આ આપણી હિંદમાતાનો મહિમા વધારવાવાળા કેવા વીર પુરુષો

હતા! **ભીષ્મ** બોલ્યાઃ "હે માતા, તમે તથા મારાં સગાં સંબંધીઓ જે કહો છો તે ઠીક છે, પણ રાજ્ય ધારણ કરવાની અને પુત્ર ઉત્પન્ન ન કરવાની મારી જે પ્રતિજ્ઞા છે તે તમે બધાં જાણો છો. તમારાં લગ્ન વખતે તમારા પિતાએ જે વચન મારી પાસેથી લીધું હતું, તે તમારી જાણ બહાર નથી. જે વચન મેં એક વખત આપ્યું હતું તે શું હું તોડું ? હે માતા, પૃથ્વી અથવા તો સ્વર્ગના રાજ્યને અથવા તેનાથી પણ કોઇ મહાન વસ્તુ હોય તો તેનો પણ ત્યાગ કરૂં; પણ સત્યનો ત્યાગ તો હું કદી કરવાનોજ નહિ." પછી **સત્યવતીએ** રૂદન કરીને **ભીષ્મને** સમજાવવા માંડયા, તોપણ **ભીષ્મ** જરાએ ડગ્યા નહિ. તેમણે કહ્યું:-"હે રાજમાતા, સદ્ગુણના માર્ગથી પાછાં હઠો નહિ. જે સદ્ગુણથી પાછળ હઠે છે. તેનો વિનાશજ થાય છે. હે માતા, ધર્મશાસ્ત્રમાં પણ લખ્યું છે, કે, જે કોઇ સત્યનો ત્યાગ કરે છે તેનો સૌ તિરસ્કાર કરે છે; માટે હવે તે વાત જવા દો." પછી **સત્યવતીએ** તે વાત જવા દીધી અને **ભીષ્મે** પોતાની પ્રતિજ્ઞા પાળી. જુઓ, પિતાને માટે **ભીષ્મે** કેટલો બધો ભોગ આપ્યો ! વળી સત્યની ખાતર તેમણે રાજપાટ પણ છોડી દીધું. આટલો સાર તો મેં તમને કહ્યો. હવે કાંઇ બાકી હોય તે **જગજીવનદાસ** બોલે.

**જગજીવન**—સાહેબ, માબાપની આંતરડી જો આપણે ઠારીએ તો આપણને સુખ મળે. **શાંતનુની** આંતરડી ઠારવાથી **ભીષ્મને** વરદાન મળ્યું કે, તારી ઇચ્છા હોય ત્યારેજ તું મરીશ.

**મહેતાજી**—વાહવા. **જગજીવનદાસ**, તમે ઠીક સાર શોધી કાઢયો. હવે તમે કાંઇ બોલો, **શાંતિલાલ**.

**શાંતિલાલ**—પિતાની ખાતર દેવવ્રતે રાજપાટ છોડી દીધું. તો દેવો પણ તેના ઉપર પ્રસન્ન થયા; માટે આપણે પણ સુખનો ભોગ આપીને માત-પિતાને રાજી રાખીશું તો દેવો આપણી ઉપર પ્રસન્ન થશે.

**મહેતાજી**—શાબાશ. આપણે મંદિરે દર્શન કરવા જઈએ અને ઠાકોરજીની પૂજા કરીએ, પણ જો માબાપને પજવીએ તો તે બધું નકામું છે. માબાપને રાજી કર્યાથીજ દેવો દેવવ્રત ઉપર પ્રસન્ન થયા હતા. હવે બીજો સાર તમે કહેશો રતિલાલ?

**રતિલાલ**—ના સાહેબ, હવે કાંઈ બાકી રહેતું નથી.

**મહેતાજી**—ઠીક, હવે હું તમને એક સવાલ પૂછું તેનો જવાબ આપો. આપણે માબાપનુ કહેવું માનવું કે નહિ?

**રતિલાલ**—હાજી. તેઓને રાજી રાખવાં તે આપણો ધર્મ છે.

**મહેતાજી**—ઠીક, ત્યારે એમજ હોય તો સત્યવતીનુ કહેવું ભીષ્મે કેમ ન માન્યું?

**રતિલાલ**—પોતાની પ્રતિજ્ઞા રાખવા સારૂ.

**મહેતાજી**—બરાબર, ત્યારે આમાંથી એ પણ શીખવાનુ છે કે, ખોટું કામ કરવાનું જો કોઈ કહે, પછી તે મા હોય, બાપ હોય, રાજા હોય, ગુરુ હોય કે વડીલ હોય, તોપણ તે કરવું નહિ. આજે હવે વખત થઈ ગયો છે એટલે વાત બંધ રાખીશું.

## ૨૧—સોબત તેવી અસર

સજ્જન કેરો સંગ, અપાવે સર્વે સુખો,
દુર્જન કેરો સંગ, અપાવે સર્વે દુઃખો;

સજ્જન કેરો સંગ, અમૃત ઝાઝું ફેલાવે,
દુર્જન કેરો સંગ, ઝેર રગે રેલાવે;
સજ્જન દુર્જન મિત્રમાં, સજ્જનની તો લાણ છે;
સજ્જન સ્વર્ગનું સુખ છે, દુર્જન નરકની ખાણ છે.

**મહેતાજી**—ભાઇ, આપણા વર્ગમાં જેઓ બીડી પીતા હોય તે જરા ઉભા થઈ જાઓ. ( કોઇ ઉભું ન થવાથી ) કોઇ નહિ? વાહ ભાઇ વાહ ! આ વર્ગના છોકરાઓ તો બહુજ સુધરી ગયા લાગે છે? શું **ખોડીદાસ**, તમે કાલે બીડી પીધી ન હતી?

**ખોડીદાસ**—ના સાહેબ, હું તો હવે બીડી પીતોજ નથી. આપ **અર્જુન**લાલને પૂછી જુઓ.

**મહેતાજી**—કેમ **અર્જુન**લાલ, તમે તે વિષે શું કહો છો?

**અર્જુનલાલ**—સાહેબ, હમણાં હું એમને બીડી પીતાં જોતો નથી; છાની માની પીતા હોય તો કોણ જાણે?

**મહેતાજી**—તમારૂં કહેવું ખરૂં છે. **ખોડી**દાસ, કાલે સાંજે તમે ફરવા ગયા હતા?

**ખોડીદાસ**—ના જી, કાલે હું ફરવા ગયો નહોતો.

**મહે૦**—શું તમે તળાવની પાળે સાંજે નહોતા?

**ખોડીદાસ**—( જરા ઢોંગ કરીને ) હા જી, હું તળાવની પાળે બેઠો હતો, કાંઈ ફરવા ગયો નહોતો.

**મહે૦**—કેવું ખોટું! કાલે તમારી સાથે બે ભાઇબંધો હતા. એકે કાળો કોટ અને લીલી ટોપી પહેરી હતી; બીજાએ ધોળો કોટ અને કાળી ટોપી પહેરી હતી; અને તમે વચમાં ઉઘાડે માથે બેસી બીડી પીતા હતા. કેમ ખરૂ કે નહિ? સાચું બોલો, હું કાંઈ મારવાનો નથી.

**બોડીદાસ**—હા જી, હું તો બીડી પીવાનો નહોતો; પ
મારા ભાઇબંધે સોગન દીધા એટલે પરાણે પીવી પડી.

**મહે૦**—તે સોગન દેત કે તળાવમાં પડો, તો ?

**બોડીદાસ**—સાહેબ, એમ તે કાંઇ થાય ?

**મહે૦**—એમ ન થાય, તો પછી બીડી કેમ પીવાય? તમારે બહુજ શરમાવું જોઇએ; નહિ તો પછી તમને નિશાળમાંથ કાઢી મૂકીશું. આ બધાંનું કારણ કહેશો, **ચંદ્ર**કાન્ત ?

**ચંદ્રકાન્ત**—હાજી, ખરાબ સોબતનુ આ પરિણામ દ

**મહે૦**—બરાબર. જુઓને આપણામાં કહેવત છે સોબત તેવી અસર. આ ઉપર હું તમને **રામાયણ**માંથી એ વાત કહું તે સાંભળો. **અયોધ્યા**માં **દશરથ** નામે એક રાજ હતા. તેમને **કૈ**શલ્યા, **સુ**મિત્રા અને **કૈ**કેયી નામની ત્ર રાણીઓ હતી. તેમને ચાર પુત્રો હતા. **કૈ**શલ્યાના પુત્રનું ના **રામ**, **સુ**મિત્રાના પુત્રોનું નામ **લક્ષ્મણ** અને **શત્રુઘ્ન**; તથ **કૈ**કેયીના પુત્રનું નામ **ભરત**. હવે **દશરથરાજા** વૃદ્ધ થયા એટ **રામચંદ્રજીને** રાજગાદી સોંપવા તેમણે વિચાર કર્યો. તેમાં પોતાના ભાયાતો, અમલદારો અને પ્રજાનો મત લીધો અ તેઓએ પણ તેમની વાતને ટેકો આપ્યો. પછી **રામ**ને ગાદીએ બેસાડવાને **દશરથરાજા**એ એક શુભ દિવસ નક્કી કર્યો. ગામમાં આ વાતની ખબર પડી એટલે લોકોએ આગલે દિવસે ઠામોઠામ ધ્વજા-પતાકા ગોઠવી દીધાં. સૌએ પોતપોતાના ઘરને રંગ કરાવ્યો, બારણે સુશોભિત તોરણો ટાંગી દીધાં અને મોટા રસ્તા ઉપર સુગંધી પાણી છંટાવા લાગ્યાં. નિશાળના છોકરાઓ પણ આનંદમાં આવી ગયા હતા; કારણ કે તેમને રજા મળશે અને મિઠાઈ મળશે, એવી આશા હતી.

હવે કૈકેયીની દાસી મંથરા આ બધી ધામધૂમ જોઇને તથા **રામ** કાલે ગાદીએ બેસવાના છે તે જાણીને બહુજ દિલગીર થઇ. કૈકેયી પાસે આવીને તે બોલી કેઃ– "હે રાણી, કાલે રાજા તો **રામ**ને ગાદીએ બેસાડવાના છે." રાણીએ રાજી થઇને કહ્યું કેઃ– " હે મંથરા, તેં મને બહુ સારી વધામણી આપી અને તેના બદલામાં હું તને આ મારો મોતીનો હાર ઈનામ આપું છું " આમ કહીને તેને હાર આપ્યો. તે હાર જમીન ઉપર ફેંકી દઇને મંથરા ક્રોધથી બોલીઃ "હે રાણી, તમને શું થઇ ગયું છે? **રામ** ગાદીએ આવે છે તેથી તો તમારૂં નખોદ નીકળી જશે. **રામ**ની માતા કૌશલ્યાનું જોર વધશે અને તમને તે દબાવશે તથા પજવશે." કૈકેયી બોલીઃ "હે મંથરા, હું મારા **ભરત** અને **રામ**માં કાંઇ ભેદ જોતી નથી. વળી **રામ** સૌથી મોટા છે;માટે ગાદી તો તેમનેજ મળવી જોઈએ." મંથરા બોલીઃ "હે કૈકેયી, તમન તમારા દીકરાની પણ દરકાર નથી? **રામ** ગાદીએ આવશે તો **ભરત**ને મારી નખાવશે; અને પછી તમારે કૌશલ્યાની દાસી થઇને રહેવું પડશે. જુઓને, આ તમારો **ભરત** એને મોસાળ ગયો છે, એને કોઇ સંભારે પણ છે?" કૈકેયીએ કહ્યુંઃ "મંથરા, આવું અવળું તને કયાંથી સૂઝ્યું? તું ફોગટનો સંતાપ કર મા." મંથરા ગુસ્સે થઈને બોલીઃ– "રાણીજી, અવળું તે મને સૂઝ્યું છે કે તમને? જરા તો હૈયું ફોડીને જુઓ. પારકું તે પારકું અને પોતાનું તે પોતાનું. પારકાં પોતાનાં થયાં છે તે **રામ** તમારો થશે? મને તો તમારે માટે પેટમાં બળે છે અને મેં તમારૂં અન્ન ખાધું છે, એટલે આ કહું છું." બહુ વિચાર કરીને કૈકેયી બોલીઃ "મંથરા, તારી વાત મને ખરી લાગે છે હો; પણ હવે વખત થોડો છે એટલે

આપણે શું કરી શકીશું ? તને કાંઇ ઉપાય સૂઝે છે?" **મંથરા** રાજી થઇને બોલી: "રાણીજી, તમે મુઝાશો નહિ. હજી કાંઈ બાજી બગડી ગઇ નથી. તમે રાજાસાથે યુદ્ધમાં ગયાં હતાં અને તેમને સહાય કરી હતી, તે વખતે તમને તેમણે બે વચન માગી લેવાનું કહ્યું હતું, તે વાત તમને યાદ છે ને ?" કૈકેયી બોલી:- "હા બહેન, તે વરદાન હજીસુધી મેં રાજા પાસે લેણુંજ રાખ્યાં છે." **મંથરા** બોલી: "હવે તે વરદાન માગી લેજો. રાજા તમારે મહેલે આવે ત્યારે તમે રીસાઇને સૂઈ જજો; અને જબરો ઢોંગ કરીને તેમને છેતરજો. પછી લાગ જોઇને એક વરદાનથી **રામ**ને ચૌદ વર્ષનો વનવાસ મળે અને બીજા વરદાનથી **ભરત**ને રાજગાદી મળે એમ માગજો. જોજો, ભૂલતાં નહિ હો ! આ લાગ ભૂલ્યાં તો પછી આપણો કાંઈ ઇલાજ નથી." છેવટે **મંથરા**ની ખરાબ સલાહથી રાણી કૈકેયી ભોળવાઇ. તેણે રાજા પાસેથી બે વરદાન માગી લીધાં. આથી **રામ**, **સીતા** તથા **લક્ષ્મણ** સાથે વનમાં ગયા. પછી **દશરથ**રાજા મરણ પામ્યા અને છેવટે **ભરતે** પણ પોતાના મોટાભાઇનું રાજ્ય ન લીધું અને કૈકેયીને બહુજ ઠપકો આપ્યો તથા **મંથરા**ને ખૂબ ધમકાવી. કહો કનૈયાલાલ, તમે આમાંથી શું સાર લીધો ?

**કનૈયાલાલ**—ખરાબ માણસનો સંગ ન કરવો; કારણ કે તેથી આપણી બુદ્ધિ બગડે અને ખરાબ કામ કરવાનું મન થાય.

**મહે૦**—બીજું કાંઈ, હરજીવનદાસ ?

**હરજીવન**—વગર વિચારે કોઇને વચન ન આપવું; કારણ કે તેથી પાછળથી પસ્તાવું પડે છે.

**મહે૦**—આ વાતમાં કોણે વગર વિચારે વચન આપ્યું હતું, **માધવલાલ** ?

**માધવલાલ**—દશરથરાજાએ, સાહેબ.

**મહે૦**—બરાબર. બીજો કાંઇ સાર તમે કહેશો, **ચુનીલાલ** ?

**ચુનીલાલ**—હા જી, જે કોઈ બીજાનું ભુંડું કરવા જાય તેનુંજ ભુંડું થાય છે.

**મહે૦**—કોની પેઠે **છોટાલાલ** ?

**છોટાલાલ**—કૈકેયી અને મંથરાની પેઠે.

**મહે૦**—બરાબર, ભુંડું કરનારનું ભુંડુંજ થાય છે. તે ઉપર તમે કોઇ કહેવત કહેશો, **કપિલરાય** ?

**કપિલરાય**—હાજી, ખોદે તે પડે.

**મહે૦**—હવે કાલે તે ઉપર એક ખરી બનેલી વાત કહીશ.

---

## ૨૨—ખોદે તે પડે

પરનું ભુંડું ઈચ્છતાં, નિજનું ભુંડું થાય;
ખાડો ખોદે તે પડે, સંશય નહિ જરાય.

**મહેતાજી**—કહો હરજીવનદાસ, આજે આપણે કયી વાત કહેવાના છીએ ?

**હરજીવન**—સાહેબ, આજે આપે "ખોદે તે પડે" તે ઉપર એક ખરી બનેલી વાત કહેવાનું કહ્યું હતું.

**મહેતાજી**—**રામપ્રસાદ**, કેમ બહુજ હસવું આવે છે? જે હોય તે કહો.

**રામપ્રસાદ**—સાહેબ, ચાર દિવસ પહેલાં હરજીવનદાસ પોતાની છત્રીવતી **છોટાલાલ**ની છત્રીને ઇજા કરવા દોડયા; તેટલામાં તો તે પોતેજ કાદવમાં પડયા; લૂગડાં બધાં ખરાબ થયાં; તે છત્રી પણ થોડી ફાટી અને લોકો હો હો કરવા મંડયા,

**મહેતાજી**—કેમ હરજીવનદાસ, તમને તો ખાત્રી થઈને કે ખોદે તે પડે.

**હરજીવન**—હાજી, મને તો બરાબર ખાત્રી થઇ ચૂકી.

**મહેતાજી**—હું તમને જે વાત કહેવાનો છું તે વાત મદ્રાસ ઈલાકામાં બનેલી છે. એક વાણીઓ હતો તે ગામડામાં ઉઘરાણીએ ગયો. ત્યાંથી સાંજ પડી ગઇ એટલે તે ઉતાવળો ઉતાવળો મુસાફરી કરીને એક મોટા શહેરમાં પહોંચી ગયો. પોતાની પાસે હજાર રૂપીઆનું જોખમ હતું, તેથી પોતાના એક ઓળખીતા બ્રાહ્મણને ત્યાં ગયો. તે બ્રાહ્મણ બહારગામ ગયો હતો; પણ તેની બે બહેનો હતી. તેમણે પેલા વાણીઆને પોતાને ત્યાં ખુશીથી ઉતરવા દીધો. વાણીઆએ પોતાની પાસે જે જોખમ હતું તે પેલી બહેનોમાં જે મોટી હતી તેને આપ્યું અને કહ્યું કેઃ—"હું સવારે જઇશ ત્યારે તમારી પાસેથી લઈ જઈશ." વાણીઆને તો સારી રીતે જમાડી કારવીને બહાર ફળીઆમાં એક ખાટલો પાથરીને સૂવાડયો. પછી વાણીઆના હજાર રૂપીઆ ઉપર પેલી મોટી બહેનની દાનત બગડી અને તેણે વાણીઆને મારી નાખવાનો વિચાર કર્યો. તેણે આ વિચાર નાની બહેનને કહ્યો અને તેની મદદ માગી. નાની બહેને આવું ઘાતકી કામ કરવા ચોખ્ખી ના પાડી અને મોટી બહેનને ખૂબ ઠપકો આપ્યો.

પછી બન્ને બહેનો ઓરડામાં સૂવા ગઇ. થોડી વારમાં નાની બહેન ઉઠી અને તેને પેલા મુસાફર ઉપર દયા આવી હતી; તેથી તેને ફળીઆમાંથી એકદમ ઉઠાડી એક બીજા ઓરડામાં મથારીમાં સૂવાડયો અને પછી પોતે નિરાંતે સૂઇ ગઇ. હવે તે

બહેનોનો ભાઈ જે બહારગામ ગયો હતો તે આવ્યો. તે થાકયો પાકયો હતો એટલે પેલા વાણીઆના ખાલી પડેલા ખાટલામાં એકદમ સૂઇ ગયો. પછી મોટી બહેન જાગી અને એક છરો લઇને અંધારે અંધારે ખાટલા પાસે ગઇ અને ભર ઉંઘમાં પડેલા માણસને મારી નાખ્યો અને પાસેના એક કૂવામાં મડદું નાખી નીરાંતે સૂઇ ગઈ.

બીજે દિવસે સવારે પેલો વાણીઓ પોતાનું પોટલું લેવા મોટી બહેન પાસે આવ્યો; એટલે તે તો વિચારમાં પડી ગઇ કે આ શું ? તે કાંઈ ભૂત થઇને આવ્યો કે શું ? અંતે રૂપીઆનુ પોટલું તેને વિલે મોઢે આપવું પડયું. મુસાફર તો તે લઇને રસ્તે પડયો. થોડા વખત પછી કૂવામાં મડદું તરતું જોઈ લોકો ત્યાં ભેગા થયા. પેલી મોટી બહેન પણ સૌના ભેગી ત્યાં જોવા ગઇ. લોકોએ પોલીસની મદદથી મડદું બહાર કાઢયું. તે જોઇને મોટી બહેન તો હેબતજ ખાઈ ગઈ; કારણ કે તે તો પોતાના એકના એક કમાઉ ભાઇનુ મડદું હતું. તે બહુ રોવા અને કૂટવા લાગી, પણ હવે કરે શું ? આથી જીવતાં સુધી તેણે ઘણું દુઃખ વેઠયુ અને હમેશાં પસ્તાવો કરી ત બોલતી કેઃ–" **ખોદે તે પડે** " માટે તમારે પણ આ વાત ઉપરથી એટલું શીખવાનું કે કોઇ દિવસ કોઇનું મનથી, વચનથી કે કર્મથી બુરૂં ન કરવું.

# ૨૩—યુધિષ્ઠિરની કસોટી

દુઃખ દેખી પારકાનું, દિલથી દુભાઈ વીરા !
ઘટિત જે હોય તે તે, આપી દયા દાખજો;
એની દશા તેવી દશા, આપણી ન આપી તેનું,
સ્મરણ અંતર લાવી, ઈશને સંભારજો.

**મહેતાજી**—આજે **વિનાયક** અને **સુમંતરાય**ને કેમ ઉભા રાખ્યા છે, **મોનીટર** ?

**મોનીટર**—સાહેબ, એ બન્ને જણા રાડો પાડતા હતા.

**મહેતાજી**—કેમ **વિનાયક**, શું હતું ?

**વિનાયક**—સાહેબ,આજે હું ઘેર પેન્સીલ ભૂલી ગયો એટલે **સુમંતરાય** પાસે માગી, કારણ કે તેની પાસે બે હતી. તેણે કહ્યું કે, હું તને આપવાનો નથી; એટલે મેં કહ્યું કે, હું દાખલા શી રીતે ગણી શકીશ ? ત્યારે તેણે મને કહ્યું કે, દાખલામાં તારો નંબર છેલ્લો જાય તો બહુ સારૂં. આવી રીતે જરા રાડો પાડતા હતા.

**મહેતાજી**—કેમ **સુમંતરાય**, સાચી વાત ?

**સુમંતરાય**—હાજી, મને તે ઘણીવાર કનડે છે, એટલે આજે મેં તેને તેમ કહ્યું.

**મહેતાજી**—તમે બન્ને સગા ભાઈઓ નજીવી નજીવી બાબતોમાં બાઝો અને એકબીજાનું બુરૂં ઇચ્છો છો એ શું ઠીક કહેવાય ? પાડોશીઓ પણ ખરે વખતે એક બીજાને મદદ કરે છે, ત્યારે તમે સગા ભાઈઓ આમ લડો તે બહુજ ખોટું.

**સુમંતરાય** અને **વિનાયક**—સાહેબ, હવેથી એવું નહિ કરીએ. આજે અમને માફ કરો.

**મહે૦**—ભલે, બેસી જાઓ. ફરીથી કદી આવું ન થાય તેની બહુ સંભાળ રાખજો અને હમેશાં સંપ રાખજો. આજે હું તમને યુધિષ્ઠિરની કસોટીની વાત કહું છું. તે ઉપરથી તમે જોઇ શકશો કે, તેમણે એક કૂતરાની ખાતર કેટલો ભોગ આપ્યો! પાંચ **પાંડવો** તથા **દ્રૌપદી** **પરીક્ષિત** રાજાને રાજ્ય સોંપીને હિમાલય તરફ ચાલી નીકળ્યાં. તેઓની પાછળ પાછળ એક કૂતરો ચાલતો હતો. ચાલતાં ચાલતાં **દ્રૌપદી** ઓચિંતાં જમીનપર પડયાં અને મરણ પામ્યાં. આથી **ભીમે** મોટાભાઇ **યુધિષ્ઠિરને** પૂછયું કે, **દ્રૌપદીની** આવી દશા કેમ થઇ? **યુધિષ્ઠિરે** ઉત્તર આપ્યો કે, તેની પ્રીતિ આપણા સૌ કરતાં **અર્જુન** ઉપર વિશેષ હતી અને તે પક્ષપાતને લીધે આજે તેને આ ફળ મળ્યું. **દ્રૌપદીને** ત્યાં મૂકીને તેઓ સર્વ આગળ ચાલ્યા. ત્યાં **સહદેવ** મરણ પામ્યા. **ભીમે** પૂછયુ કે, **સહદેવની** આવી દશા કેમ થઈ? યુધિષ્ઠિરે કહ્યું કે, તે એમ સમજતો હતો કે દુનિયામાં મારા જેવો બીજો કોઇ ડાહ્યો નથી. તેના આ દોષને લીધે તેની આવી દશા થઈ છે. **સહદેવને** છોડીને તેઓ આગળ ચાલ્યા એટલે **નકુળ** પડયા. **ભીમે** બૂમ પાડી યુધિષ્ઠિરને આ ખબર આપી. યુધિષ્ઠિરે કહ્યું કે, ભાઇ, તે એમ માનતો હતો કે મારા જેવો બીજો કોઈ રૂપાળો છેજ નહિ; તેથી તેની આવી દશા થઈ. આગળ ચાલતાં **અર્જુન** પડયા, એટલે **ભીમના** પૂછવાથી યુધિષ્ઠિર બોલ્યા કે, **અર્જુનને** એવો ગર્વ હતો કે; હું આપણા શત્રુઓને એક દિવસમાં-

બાળી નાખીશ. તેને પોતાના બળ માટે બહુ અહંકાર હતો; પણ તેણે બોલ્યા પ્રમાણે કરી બતાવ્યું નહિ, તેથી તેની આવી દશા થઇ. પછી **ભીમ** પડયા. પડતાં પડતાં તે બોલ્યાઃ 'હે રાજા, હું આ દશાને કેમ પામ્યો છું ? આપ જાણતા હો તો કહો.' યુધિષ્ઠિરે કહ્યું: 'તું ઘણો આહાર કરતો અને તારા બળનો વારંવાર ગર્વ કરતો. વળી, જમતી વખતે બીજાઓને શું જોઇએ છીએ તેની તું દરકાર રાખતો નહિ; તેથી તારી આવી દશા થઇ છે.' હવે એકલા હિંમત રાખીને રાજા યુધિષ્ઠિર આગળ ચાલ્યા; પણ શું તે એકલા હતા **મથુરદાસ** ?

**મથુ૦**—હાજી, હવે તો તેઓ એકલાજ રહ્યા.

**મહે૦**—ના ભાઇ, ના. તમે એક જણને હજી ભૂલી જાઓ છો ? તમે કહેશો **ઘનશ્યામ** ?

**ઘન૦**—હા જી, તેમના છઠ્ઠા ભાઇ કર્ણ હશે.

**મહે૦**—ના, ના. તમારી અટકળ ઠીક છે, પણ કર્ણ તો યુદ્ધમાં મરી ગયા હતા અને તેથી આપણે "પાંચ **પાંડવો**" એમ કહ્યુ હતું. તેઓની પછવાડે બીજું કોઈ હતું **વેણીલાલ**?

**વેણી૦**—હાજી, એક કૂતરો હતો.

**મહે૦**—શાબાશ. ત્યારે હવે તે અને તેમનો નિમકહલાલ કૂતરો, એ બે હિંમતથી આગળ ચાલ્યા, પણ તેટલામાં ચોમાસામાં જેમ મોટી ગર્જના થાય તેવો એક અવાજ થયો; અને તરતજ એક ઝળહળતા રથમાં બેસીને ઇંદ્ર યુધિષ્ઠિર રાજા પાસે આવ્યા અને તેમને આજ્ઞા કરી કે,આ રથમાં બેસી સ્વર્ગપ્રત્યે ચાલો.

**યુધિષ્ઠિર**—મારાથી તેમ બનશે નહિ. મારા ભાઇઓ તથા

મારી પ્રિયા દ્રૌપદી માર્ગમાં પડયાં છે. તેમના વિના હું સ્વર્ગમાં આવીશ નહિ.

**ઇંદ્ર**—તેઓ તો તમારી અગાઉ સ્વર્ગમાં આવ્યાં છે; પણ તમારે તો આ દેહેજ ત્યાં આવવાનું છે.

**યુધિષ્ઠિર**—હે ઇંદ્રરાય, આ કૂતરાનો મારા ઉપર ઘણો ભાવ છે; માટે તેને પણ સાથે લેવો જોઇએ. આ બિચારા પ્રાણી ઉપર મને બહુ દયા આવે છે.

**ઇંદ્ર**—હે રાજા, કૂતરાને સ્વર્ગમાં લઇ જવાય નહિ. આજે તમે અમરપણું તથા મારા જેવું પદ, બહોળો વૈભવ, મહાન વિજય અને સ્વર્ગનાં સર્વ સુખ મેળવ્યાં છે; માટે આ કૂતરાનો ત્યાગ કરો. એમ કરવામાં કાંઈ પાપ નથી.

**યુધિષ્ઠિર**—હે હજાર આંખવાળા, હે નીતિમાન, કોઇપણ આર્ય અયોગ્ય કામ કદી પણ કરે નહિ. મારા ઉપર ભાવ રાખનારને ત્યજીને હું સ્વર્ગનું સુખ મેળવવા ઈચ્છતો નથી.

**ઇંદ્ર**—કૂતરાને સાથે લાવનારને માટે સ્વર્ગમાં જગ્યા નથી.

**યુધિષ્ઠિર**—ડાહ્યા પુરુષો કહી ગયા છે કે, ભાવિકનો ત્યાગ કરવો તે ઘોર પાપ છે. બ્રાહ્મણનો વધ કરવાથી જેવું ઘોર પાપ થાય છે તેવું પાપ આથી થાય છે. હે ઇંદ્ર, સ્વર્ગનાં સુખ મેળવવા ખાતર હું કૂતરાનો ત્યાગ નહિ કરૂં.

**ઇંદ્ર**—તમે તમારા ભાઇઓનો તથા પત્નીનો ત્યાગ કર્યો, ત્યારે આ કૂતરાનો ત્યાગ કેમ કરતા નથી ?

આ રીતે કસોટીના વખતમાં યુધિષ્ઠિર અડગ રહ્યા. દ્રોણને મરાવવા ખાતર પારકા ઉપર વિશ્વાસ રાખી તેઓ સત્યથી ડગ્યા

હતા; પણ ત્યારપછી જે ધડો તેમણે મેળવ્યો હતો, તે તેમને આ સમયે ઉપયોગી થઈ પડયો. સ્વર્ગનાં સુખ માટે અથવા કોઈના પણ આગ્રહથી ધર્મના માર્ગથી હવે તેઓ ડગે તેમ નહોતા. તેથી તેઓ બોલ્યાઃ–"મરણ પામેલાંઓની સાથે સ્નેહ કે વેર હોય નહિ. મારા ભાઇઓ અને દ્રૌપદી મરણ પામ્યાં તેમ ને જીવતાં કરવાની શક્તિ મારામાં નહોતી; માટે મેં તેમનો ત્યાગ કર્યો. હે ઇંદ્ર, હું ધારૂં છું કે શરણે આવેલાને ત્રાસ પમાડવાથી, સ્ત્રીહત્યા કરવાથી, ભક્ત માણસની વસ્તુ ચોરવાથી તથા મિત્રને દુઃખ દેવાથી જેટલું પાપ થાય; તેટલુંજ પાપ ભાવિક પ્રાણીનો ત્યાગ કરવાથી થાય છે." યુધિષ્ઠિરનું બોલવું પૂરૂં થયું કે તરતજ તે કૂતરો અલોપ થઈ ગયો અને તેને બદલે યમરાજાની ઝળહળતી મૂર્તિ દેખાઇ. તેણે યુધિષ્ઠિરને આશીર્વાદ આપી કહ્યુંઃ–"હે રાજા, તારી કસોટી કરવાને મારે તે રૂપ લેવું પડયું હતું. તેં તારી રીતભાતથી દયાનો અને ભાવિકપરના દૃઢ ભાવનો ઉત્તમ દાખલો આપ્યો છે. કૂતરાનો ભાવ તારી ઉપર છે એમ ધારીને તેનો ત્યાગ નહિ કરતાં તેં ઇંદ્રના રથનો અને સ્વર્ગનાં સુખનો ત્યાગ કર્યો તેથી તને ધન્ય છે, ધન્ય છે! તું અક્ષયસુખના લોકને પામ્યો છે." પછી ઇંદ્ર, યમ અને બીજા દેવો સહિત યુધિષ્ઠિર સ્વર્ગપ્રત્યે ગયા. હવે આજે વખત થઈ ગયો છે, એટલે બાકીની વાત કાલે કહીશું.

# ૨૪—ભાઈનું હેત

દુઃખે દાઝશે ભાઇનું દીલ જેવું, કદી અન્યનું દીલ દાઝે ન એવું;
સદા કાળ તે સાથ સાચી સગાઈ, ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ.

---

**મહેતાજી**—કાલે ક્યાં સુધી વાત થઇ હતી હીરાલાલ?

**હીરાલાલ**—યુધિષ્ઠિર રાજા સ્વર્ગ પ્રત્યે ગયા ત્યાંસુધી.

**મહેતાજી**—હા, બરાબર. હવે આપણે આગળ ચાલીએ. ત્યાં ગયા પછી યુધિષ્ઠિરના પ્રેમાળ હૃદયમાં પોતાના ભાઇઓને અને સ્ત્રીને જોવાની ઇચ્છા થઇ. તે બોલ્યા કેઃ–"મને સુખ થાય કે દુઃખ થાય; પરંતુ તેઓ જ્યાં હોય ત્યાંજ જવાની મારી ઇચ્છા છે. મારે બીજે કયાંય જવું નથી." ઇંદ્રે તેમને સમજાવ્યા કે, "મનુષ્યજાતિનો સ્નેહ હવે તજી દો. તમે પ્રાપ્ત કરેલાં સ્વર્ગનાં સુખ ભોગવો. તમારા ભાઇઓ સુખી છે, પણ તેઓ જ્યાં હોય ત્યાં તેમને રહેવા દો." યુધિષ્ઠિરે પૂછયું કેઃ–"દ્રૌપદી ક્યાં છે? જ્યાં હોય ત્યાં મારે જવું છે. હે દૈત્યોને જીતનાર, તે સર્વના વિયોગમાં હું કોઇપણ સ્થળે રહી શકીશ નહિ. જ્યાં મારા ભાઇઓ ગયા હોય ત્યાંજ હું જવા ઇચ્છું છું."

આ વાતચીતથી યુધિષ્ઠિરને સંતોષ થયો નહિ, તેથી તેઓ આતુર થઇને સ્વર્ગમાં પોતાનાં પ્રિયજનોને શોધવા મંડયા; પણ તેઓ કયાંય દેખાયાં નહિ. પછી તેમની દૃષ્ટિ એક એવા માણસ ઉપર પડી કે જેની શોધ તે કરતા નહોતા. તે દુર્યોધન હતો! તેને જોઇને યુધિષ્ઠિર ક્રોધથી બોલી ઉઠયાઃ–"મારે મારા જુના શત્રુનું સુખ પણ જોવું નથી; હું તો જ્યાં મારા ભાઇઓ

હોય ત્યાં જવાને આતુર છું." **નારદે** હસીને કહ્યું કે, સ્વર્ગમાં શત્રુભાવ હોતો નથી; પણ **યુધિષ્ઠિરે** પોતાના ભાઈઓની, **કર્ણની** અને પોતાના પક્ષના મરણ પામેલા યોદ્ધાઓની શોધ જારી રાખી. તેઓ બોલ્યાઃ "હું અહીંઆં રહેવા ઈચ્છતો નથી. હું તમને સાચેસાચું કહું છું. હે શ્રેષ્ઠ દેવો, મારા ભાઈઓ સિવાય સ્વર્ગ મારે શા કામનું ? મારે મન તો જ્યાં મારા ભાઈઓ હોય તેજ સ્વર્ગ. મારે મન આ સ્વર્ગ નથી." ત્યારે દેવોએ સ્વર્ગના એક દૂતને આજ્ઞા કરી કે, **યુધિષ્ઠિરને** રસ્તો બતાવીને જ્યાં તેનાં વહાલાં છે ત્યાં લઈ જા. પછી દૂત તથા **યુધિષ્ઠિર** સ્વર્ગ મૂકીને આગળ ચાલ્યા. માર્ગમાં અંધકાર દેખાવા લાગ્યો. આગળ ચાલતાં અંધારૂં વધારે પ્રસરતું ગયું. દુર્ગંધવાળી ગંદી ચીજો તથા ભયાનક દેખાવની આકૃતિઓ તેમની આસપાસ વીંટાઇ વળી. રાજાએ આશ્ચર્ય પામીને દૂતને એ વિષે પૂછ્યું. એટલે તે બોલ્યોઃ 'તમને અહીંસુધી લઇ આવવાની મને આજ્ઞા થઇ છે. જો તમે થાકી ગયા હો તો પાછા વળો.' **યુધિષ્ઠિર** ધીમે પગલે પાછા વળ્યા; પણ એવામાં ચારે તરફથી દુઃખની બૂમો સંભળાવા લાગી અને દયામણા સ્વરો તેમને કાને પડયાઃ–"તમે થોડીવાર અહીં અટકો, કારણ કે તમારા અહીં રહેવાથી અમને આનંદ થશે અને અમારાં દુઃખો ઓછાં થશે. માટે થોડીક પળ પણ કૃપા કરીને અહીં રહો." તે સાંભળી દયાળુ રાજા અટકયા અને તેમણે પૂછ્યું કે, તમે કોણ છો ? ત્યારે ચારે તરફથી ગદ્ગદ્ કંઠવાળા અવાજ થયા કે, "હું **કર્ણ** છું, હું **ભીમ** છું, હું **અર્જુન** છું, હું **નકુળ** છું, હું **સહદેવ** છું, હું **ધૃષ્ટદ્યુમ્ન** છું, હું **દ્રૌપદી** છું, અમે **દ્રૌપદીના**

પુત્રો છીએ.” યુધિષ્ઠિર બોલ્યાઃ “હે ન્યાયી દેવો, આ શો ગજબ! દુર્યોધન સ્વર્ગમાં અને આ મહારથીઓ નરકમાં?” આથી રાજાને ગભરાટ, ખેદ અને ક્રોધ થયો. તેમણે દૂતને કહ્યું કેઃ–“જેઓએ તને દૂત તરીકે મોકલ્યો છે, તેઓની પાસે તું પાછો જા. મારે તેઓની પાસે આવવું નથી. મારા અહીં રહેવાથી મારા દુઃખી ભાઈઓનુ સાંત્વન થશે, માટે હું અહીંજ રહીશ.” અહાહા! આ કેવું ઉમદા હૃદય! આ કેવી નિષ્કલંક એકનિષ્ઠા! આ કેવી અડગ હિંમત! તરતજ દેવો ઇંદ્રને અગ્રણી કરીને ત્યાં આવ્યા અને તે બીહામણી વસ્તુઓ ભયંકર સ્વપ્નની પેઠે અલોપ થઇ ગઈ. સર્વ તેજોમય થઈ રહ્યું અને શીતળ સુગંધી વાયુ વાવા લાગ્યો. પછી ઇંદ્રે શોકાતુર યુધિષ્ઠિરની સાંત્વના કરી કહ્યું કે, “હવે મેં રચેલી મોહજાળનો અંત આવ્યો છે. તમે અને તમારા ભાઈઓએ નરક જોયુ, તે મારી માયા હતી. અસત્ય બોલીને તમે દ્રોણ પ્રત્યે કપટથી વર્ત્યા હતા, તેથી તમારે થોડા સમય માટે આ દુઃખ ભોગવવું પડયું છે. તમે હવે સ્વર્ગ પ્રત્યે ચાલો. તમારા ભાઇઓ ત્યાં તમારી રાહ જુએ છે. ત્યાં આવીને આ સઘળી વિટંબણાના બદલામાં સુખરૂપ ફળ ભોગવો.” પછી ધર્મરાજાએ પોતાના ઉત્તમ પુત્ર યુધિષ્ઠિરની પ્રશંસા કરીને કહ્યું કે, “આ સ્વર્ગની ગંગામાં તું સ્નાન કર.” પછી તેમાં સ્નાન કરીને યુધિષ્ઠિરે પોતાના મનુષ્યલોકના શરીરનો ત્યાગ કર્યો અને સ્વર્ગલોકનું શરીર ધારણ કર્યું. હવે ભાઇઓનો અને સગાંસંબંધીઓનો પુનઃ મેળાપ થવાથી ત્યાં આનંદ આનંદ થઇ રહ્યો.

# ૨૫—સ્વદેશ પ્રેમ

ભલી ભાર્તભૂમિ વિષે રોજ રે'તો,હશે કો બિચારો નથી જેહ કે'તો;
"ભલો દેશ મારો ભલી ભોમમારી,મને પ્રાણથીનિત્ય છે એજપ્યારી"

**મહેતાજી**—( ટેબલ ઉપરનુ ચપ્પુ હાથમાં લઇને ) આ ચપ્પુ અહીંઆં કોનું પડયું છે ?

**ચુનીલાલ**—સાહેબ, એ મારૂં છે. સ્વદેશી હોવાથી આપને જોવા ત્યાં મૂક્યું હતું.

**મહેતાજી**—ચપ્પુ તો બહુ સારૂં છે. તમે કયાંથી લાવ્યા ?

**ચુનીલાલ**—સાહેબ, મારા પિતા મુંબઈ ગયા હતા તે ત્યાંથી લેતા આવ્યા છે. તેમને સ્વદેશી ચીજોનો બહુ શોખ છે.

**મહેતાજી**—ઠીક, આજે આપણે તે ઉપર વાત કરીએ. કહો હરજીવનદાસ, સ્વદેશ એટલે શું ?

**હરજીવનદાસ**—સાહેબ, સ્વદેશ એટલે પોતાનો દેશ.

**મહેતાજી**—તમારો દેશ કયો રતિલાલ ?

**રતિલાલ**—ભાવનગર.

**મહેતાજી**—નહિ, એ તો તમારૂં નાનકડું શહેર થયું. દેશ કયો કપિલરાય ?

**કપિલરાય**—હિંદુસ્થાન.

**મહેતાજી**—બરાબર, આપણા બધાનો દેશ હિંદુસ્થાન અને તેજ આપણો સ્વદેશ. આપણા દેશ માટે આપણે શું કરવું જોઇએ તે તમે જાણો છો, છોટાલાલ ?

**છોટાલાલ**—આપણા દેશના માણસો ઉપર આપણે પ્રેમ રાખવો અને બનતાં સુધી આપણા દેશની ચીજો આપણે વાપરવી

**મહેતાજી**—શાબાશ, છોટાલાલ. દરેક પુરુષ, સ્ત્રી અને

બાળકે સ્વદેશપ્રેમ રાખવો જોઇએ. જેનામાં સ્વદેશપ્રેમ નથી, તે 'માણસ'ના નામનેજ લાયક નથી. પશુપક્ષીઓ પણ પોતાનાં રહેઠાણ માટે કેટલો બધો પ્રેમ રાખે છે, તે ઉપર હું તમને એક વાત કહું તે સાંભળો. કાશીરાજાના રાજ્યમાં એક પારધિ રહેતો હતો. તે પોતાની પાસે ઝેરી બાણો રાખતો હતો. એક વખત તે શિકાર કરવા નીકળ્યો. ઘાડા જંગલમાં તેણે હરણના એક ટોળાને જોયું. પછી એક હરણને બરાબર તાકીને તેણે બાણ છોડયું; પણ હરણને ન વાગતાં તે એક ઝાડમાં પેસી ગયું. તે બાણું ઝેરી હતું તેથી તે ઝાડને ઝેર ચડવા લાગ્યું અને ધીરે ધીરે તે કરમાવા લાગ્યું. તેનાં ફળો ટપોટપ પડવા લાગ્યાં, ફૂલો ખરવા મંડયાં અને પાંદડાં સૂકાવા લાગ્યાં. આથી તે ઝાડમાં રહેતાં પક્ષીઓ બીજે ઠેકાણે રહેવા ગયાં અને તે ઝાડ ખાલી ઠુંઠા જેવું થઇ રહ્યું. તે ઝાડની બખોલમાં ઘણાં વર્ષોથી એક પોપટ રહેતો હતો. તે પોપટ ઝાડ ઉપરના સ્નેહને લઇને ત્યાંથી ખસ્યો નહિ. તે પોતાની ચાંચમાં પાણી ભરી લાવે અને ઝાડના મૂળમાં નાખે. આવી રીતે તેણે બે ત્રણ દિવસ મહેનત કરી, એટલે ઇંદ્રરાજા એક પક્ષીનું રૂપ લઇને તેની પાસે આવ્યા અને બોલ્યાઃ–"હે પોપટ, તું હજી આ ઝાડને કેમ છોડતો નથી અને મફતની મહેનત કેમ કરે છે ? આ ઝાડ પાંદડાં અને ફળવગરનું છે. પક્ષીઓના માળા માટે તે હવે કામનું નથી. આ જંગલમાં બીજાં ઘણાં સુંદર ઝાડો છે, ત્યાં તું જા." આ સાંભળીને પોપટે કહ્યું કે, "હે ભાઈ, હું આ ઝાડમાંજ જન્મ્યો છું, મોટો પણ હું અહીંજ થયો છું અને આ ઝાડેજ મને આશ્રય આપેલો છે, માટે હું અહીંથી ખસવાનો નહિજ. જ્યારે તેના ઉપર લીલાં

પાંદડાંઓ અને ફળો હતાં, ત્યારે તેણે મારૂં પોષણ કરેલું છે અને હવે તેની આ સ્થિતિ થઈ ત્યારે હું તેનો ત્યાગ કેમ કરી શકું ?" આથી ઇંદ્ર બહુ રાજી થયા અને પોતાનું ખરૂં રૂપ બતાવી તેને એક વરદાન માગવા કહ્યું. આથી તે પોપટે પ્રસન્ન થઇ માગી લીધું કે, "આ ઝાડ પાછું હતું તેવું થાય." ઇંદ્રે ઝાડ ઉપર હાથ ફેરવ્યો કે તરતજ તે ઝાડ પાછું હતું તેવું થઇ ગયું. પોપટ ઇંદ્રને પગે લાગ્યો અને ઇંદ્ર ત્યાંથી અદૃશ્ય થયા.

**મહેતાજી**—કહો મથુરદાસ, તમે આમાંથી શું સાર લેશો

**મથુરદાસ**—આપણે પેલા પોપટની પેઠે આપણા દેશ ઉપર પ્રેમ રાખવો જોઇએ.

**મહેતાજી**—બરાબર, આપણા દેશની કીર્તિ પાછી મેળવવા આપણે શું કરવું જોઇએ, **શંકરલાલ** ?

**શંકરલાલ**—આપણે આપણા ઋષિ-મુનિઓના બોધ પ્રમાણે વર્તવું જોઇએ અને આપણા બાપદાદાઓ જેવું વર્તન રાખતા, તેવું આપણે રાખવું જોઇએ.

**મહેતાજી**—બરાબર, આપણે આપણી ફરજ બજાવવી જોઇએ. રાજકર્તાઓ અને દેશના કાયદાપ્રત્યે વફાદારીથી વર્તવું જોઇએ. આપણા સમાગમમાં જે કોઈ આવે તેનાપ્રત્યે દયા અને ભલાઈ રાખવી જોઇએ, સત્યવાદી અને પ્રમાણિક થવું જોઇએ, વડીલોની આજ્ઞા પાળવી જોઇએ, ગુરુઓને માન આપવું જોઇએ અને આપણાં પુરાતન પવિત્ર પુસ્તકોનાં બોધદાયક દૃષ્ટાંતોનું અનુકરણ કરવું જોઇએ. છેવટે આપણે પ્રભુ પાસે પ્રાર્થના કરવી જોઇએ કે, અમારા દેશને તેનો અસલનો વૈભવ પાછો આપો અને જગતમાં સર્વત્ર શાંતિ પ્રસરો.

**સમાપ્ત**

# અનુક્રમણિકા

# ઉત્તમ અને સસ્તું સાહિત્ય

## અતિ ઉત્તમ ધાર્મિક ગ્રંથો

| ગ્રંથનું નામ | પૃષ્ઠ | કદઈંચ | મૂલ્ય |
|---|---|---|---|
| *તુલસીકૃત રામાયણ—૪૦ ચિત્રોસાથે | ૧૩૫૦ | ૬।।।×૧૦ | ૬) |
| +મહાભારતનું શાંતિપર્વ | ૯૦૦ | ૬।।।×૧૦ | ૬) |
| ગિરધરકૃત શુદ્ધ રામાયણ | ૭૮૪ | ૫।।।×૯ | ૨। |
| અખાની વાણી—મનહરપદ સાથે | ૫૦૦ | ૫×૮ | ૧। |
| પ્રીતમદાસની વાણી—સર્વથી મોટો સંગ્રહ | ૪૨૦ | ૫×૯ | ૧।। |
| છોટમની વાણી—ગ્રંથ ૧ લો | ૨૬૪ | " | ૧) |
| ધર્મતત્ત્વ—બંકિમચરિત્રસાથે | ૨૪૮ | ૫।।×૮ | ૦।।। |
| યોગતત્ત્વ | ૩૮૪ | " | ૧। |
| શ્રીવાલ્મીકિ રામાયણ—મોટા બે ભાગમાં | ફરીથી છપાય છે | | |
| ×મહાભારતનાં આદિ અને સભાપર્વ | ૬૦૦ | " | ૨) |
| શ્રીદાસબોધ—નવી આવૃત્તિ | ૬૨૦ | ૫।।×૮ | ૨।। |
| શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા—નવી આવૃત્તિ | ૭૦૦ | ૫।।।×૯ | ૨।।। |
| શ્રીમદ્ભાગવત—ઉત્તમ ભાષાંતર | ૭૦૦ | ૮×૧૧ | ૫) |
| શ્રીરામકૃષ્ણકથામૃત—બંને ભાગ ભેગા | ૬૫૦ | ૫।।×૮ | ૨।। |
| સ્વામી રામતીર્થ ગ્રંથ ૧લો—ભા. ૧ થી ૫ | ૫૮૦ | " | ૨) |
| " " ગ્રંથ ૨ જો ભા. ૬ થી ૯ | ૬૮૦ | ૫।।।×૮। | ૨। |
| " " ગ્રંથ ૩ જો ભાગ ૧૦–૧૧ | ૫૨૮ | ૫।।×૮ | ૨) |
| " " ગ્રંથ ૪ થો ભાગ ૧૨–૧૩ | ૬૪૦ | ૫।।।×૮। | ૨) |
| સ્વામી વિવેકાનંદ ગ્રંથ ૧લો ભા.૧–૨–૩ | ૫૭૫ | ૫।।×૮ | ૨। |
| " " ગ્રંથ ૨ જો ભાગ ૪–૫ | ૬૦૦ | " | ૨। |
| " " ભાગ ૬ થી ૮ નોખા | ૧૦૦૦ | ૫×૬।।। | ૩। |

* + આ બંને પુસ્તકો સં. ૧૯૮૨ની દશરાસુધી ખાસ કિફાયતે મળશે

× આની નવી આવૃત્તિવાળી પ્રતના રૂ ૪) છે.

॥ ॥ ભાગ ૯ મો–સંપૂર્ણ ચરિત્ર...૭૪૦ ... ૫×૬॥। ૨॥
॥ ॥ ભાગ ૧૦ મો–રાજયોગ ...૩૦૦ ... ॥ ૧।
શ્રીભક્તચરિત્ર અથવા ભક્તિરસામૃત ...૪૦૮ ... ૫×૯ ૧॥
શ્રીભજનસાગર–નવી આવૃત્તિ ......૨૦૦ ... ૫×૮ ૦।=
સ્વર્ગનું વિમાન ... ... ... ...૩૮૪ ... ૫×૯ ૧।≈
સ્વર્ગની કુંચી ... ... ... ... ...૩૭૮ ... ॥ ૧।≈
સ્વર્ગનો ખજાનો ... ... ... ...૩૨૪ ... ॥ ૧।≈
સ્વર્ગનો પ્રકાશ ... ... ... ...૩૩૬ ... ॥ ...૧।≈
ભગવદ્ગીતા–ગુજરાતી ટીકાસહિત ... ... ... ... ... ૦॥
ભગવદ્ગીતા મરાઠી કે હિંદી ટીકાસહિત... ... ... ... ... ૦।≈
ભગવદ્ગીતા–મૂલમાત્ર–મધ્યમ તથા મોટા અક્ષરમાં ૦। અને ૦॥
પંચરત્નગીતા–મૂલમાત્ર–નાના, મધ્યમ તથા મોટા અક્ષરમાં ૦। ૦।≈ ૦॥।

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક પુસ્તકો

શુભસંગ્રહ ... ... ... ... ૨૦૦ ... ૫×૬॥। ૦।=
આગળ ધસો ... ... ... ... ૪૬૮ ... ૫×૯ ૧॥।
આદર્શ દૃષ્ટાંતમાળા–ભાગ ૧ લો ... ૩૩૬ ... ૫॥×૮ ૧)≈
બંકિમનિબંધમાળા–ધર્મતત્ત્વ સાથે ... ૫૯૦ ... ૫॥×૮ ૧॥।
ભાગ્યના સૃષ્ટાઓ (સાદુ પૂંઠું) ... ... ૭૨૦ ... ૫×૬॥। ૧।
સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ ... ... ૫૫૨ ... ॥ ૧॥=
પ્રભુમયજીવન (સાદું પૂંઠું) ... ... ૨૧૬ ... ૫×૬॥ ૦॥

## ઇતિહાસ અને વૈદકસંબંધી ઉપયોગી પુસ્તકો

રાજસ્થાનનો ઇતિહાસ–બે મોટા ગ્રંથોમાં ૧૫૩૦ ૬॥।×૧૦ ૧૦)
આર્યભિષક્ અથવા હિંદનો વૈદ્યરાજ ... ૭૦૦... ૬॥।×૧૦ ૪)
આરોગ્યવિષે સામાન્ય જ્ઞાન–ગાંધીજીકૃત...૧૪૦... ૫ ×૬॥। ૦।–

## બોધદાયક ઉત્તમ જીવનચરિત્રો

દાનવીર કાર્નેગી ... ... ...૨૮૪ ... ૫॥×૮ ૧॥
શ્રીભક્તચરિત્ર ... ... ...૪૦૮ ... ૫×૯ ૧॥
કાઉન્ટ ટૉલ્સ્ટૉયનું જીવનચરિત્ર ... ...૬૨૦ ... ૫॥×૮ ૨॥

| | | | |
|---|---|---|---|
| મહાન નેપોલિયન બોનાપાર્ટ... | ...૮૪૦.... | પા×૮ | ૩) |
| સ્વામી રામતીર્થની જીવનકથા ... | ...૬૪૦ ... | " | ૨) |
| સ્વામી વિવેકાનંદનું સંપૂર્ણ જીવનચરિત્ર | ૭૪૦ ... | ૫×૬ાા | ૨ાા |
| જગતનો મહાન પુરુષ (મ૦ ગાંધીજી) | ૩૫૦ ... | " | ૧ાા |
| મહાન સમ્રાટ્ અકબર ... ... | ૩૫૨ ... | પાા×૮ા | ૧ાા |
| શ્રી શિવાજી છત્રપતિ ... ... | ૫૨૮ ... | પાાા×૯ | ૨ાા |
| વીર દુર્ગાદાસ ... ... | ૨૪૦ ... | પા×૭ | ાા |
| ભારતનાં સ્ત્રીરત્નો-ગ્રંથ ૧ લો<br>,, ,, ગ્રંથ ૨ જો<br>,, ,, ગ્રંથ ૩ જો | ૨૧૦૦ ... | પાાા×૮ા | ૬) |
| | છુટક દરેક ભાગના રૂ. ૨ાા | | |

## સ્ત્રીઓ તથા પુરુષોમાટે બોધપ્રદ વાર્તાઓ

| | | | |
|---|---|---|---|
| ટુંકીવાર્તાઓ-ભાગ ૧ થી ૪ ભેગા | ૬૦૦ ... | ૫×૯ | ૨) |
| ટુંકીવાર્તાઓ-ભાગ ૫ મો-૨૮, સાંસારિક વાતો | ૩૦૪ ... | ૫×૬ાાા | ૦ાાાઽ |
| ટુંકીવાર્તાઓ-ભાગ ૬ ઠ્ઠો-બોધપ્રદ ૨૭ વાતો | ૩૬૦ ... | " | ૧) |
| ટુંકીવાર્તાઓ-ભાગ ૭ મો-અનેક વાતો | ૩૫૦ ... | " | ૧ાા |

## બાળકોમાટે ખાસ ઉપયોગી પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| સદ્‌ગુણી બાળકો-૬૯ બનાવોનો સંગ્રહ | ૧૨૮ ... | ૫×૭ાા | ૦ાઽ |
| બાળસદ્‌બોધ-વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ | ૧૧૨ ... | ૫×૬ાાા | ૦ાા |
| બાળકોની વાતો-રસિક વાતચિતરૂપે ૨૧ પાઠ | ૯૬ ... | " | ૦ા |
| દુઃખમાં વિદ્યાભ્યાસ-સચોટ સાચાં દૃષ્ટાંતો | ૯૦ ... | પાા×૮ | ૦ા |
| સુબોધક નીતિકથા ... ... | ...૧૮૪ ... | પા×૭ | ૦ાઽ |

## पुस्तको मंगावनारने खास सूचना

૧-પોસ્ટેજ ઉપરાંત રજીષ્ટર તથા વી. પી. ખર્ચ પણ રૂા. ૧૦ સુધીનું રૂા. ૦ા જૂદું લાગે છે. ૨-મંગાવેલામાંના જે જે ન આવે તે ખલાસ સમજવા. ૩-પૂરું મૂલ્ય પ્રથમથીજ મોકલીને દશેક રૂાનાં પુસ્તકો રેલરસ્તે મંગાવવાથી ખર્ચ બહુ ઓછો આવશે ૪-કમમાં કમ ૨૫) નાં લેનારને કમીશન પણ મળશે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય-અમદાવાદ અને મુંબઈ**

ઉત્તમ પુસ્તકો જૂજ કિંમતે પૂરાં પાડનારી, ૧૬ વર્ષથી ચાલતી

# વિવિધ ગ્રંથમાળા

## દરવર્ષે પા।×૮ અને ૫×૯ના કદનાં ૧૬૦૦ પૃષ્ઠનાં વિવિધ વિષયનાં ઉત્તમ પુસ્તકો માત્ર રૂ. ૪ માં અને પાકાં પૂંઠાં સાથે ૫)માં મળે છે. પો૦માફ.

**સંવત ૧૯૮૨માં** "દાનવીર કારનેગી" નીકળી ચુકયું છે. બીજાં પુસ્તકો–સ્વગના પુસ્તકોમાથી તેમજ સત્યાગ્રહ અને અસહકાર, ટુંકી વાતોનો નવો ભાગ, ટાગોરકૃત ભારતધર્મ, જેમ્સ એલનના પુસ્તકો, ભારતીય નીતિકથાઓ, સ્વામી વિવેકાનંદનો જ્ઞાનયોગ, સુબોધ રત્નાકર, વિજયકૃષ્ણ ગોસ્વામીચરિત્ર, સંતવાણીના પુસ્તકો, મુસલમાન મહાત્માઓ ઇ૦માંથી નીકળશે.

**ખાસ સૂચના**—આ માળાનું વર્ષ કારતકથી શરૂ થાય છે. કોઇ પણ માસમા ગ્રાહક થવા છતાં આખા વર્ષના પુસ્તક મળે છે અને લવાજમ પણ આખા વર્ષનું લેવાય છે.

## आ माळाना आगलां वर्षोना हजी मळता सॅट

**સં૦ ૧૯૭૬નાં ત્રણ પુસ્તક**—પૃષ્ઠ ૧૫૦૦, રૂ.૨॥, પાકાંપૂંઠા ૩॥, સ્વામી વિવેકાનંદ ભાગ ૬–૭, ભાગ્યના સૃષ્ટાઓ, ટુંકીવાર્તાઓ ભાગ ૬ ઠ્ઠો.

**સં૦ ૧૯૭૮ નાં ત્રણ પુસ્તક**—પૃષ્ઠ ૧૫૦૦, રૂ. ૩॥, પાકાપૂઠાં ૪॥, સ્વામી વિવેકાનંદ ભાગ ૯ મો, સ્વર્ગની જીંદગી, જગતનો મહાન પુરુષ.

**સં૦ ૧૯૭૯નાં ત્રણ પુસ્તક**—પૃષ્ઠ ૧૫૦૦, રૂ.૩॥ પાકાં, પૂઠાં ૪॥, ટુંકીવાર્તાઓ ભાગ ૭ મો, કાઉન્ટ ટૉલ્સ્ટૉય, સ્વામી વિવેકાનંદના રાજયોગ.

**સંવત ૧૯૮૦ નાં ત્રણ પુસ્તક**—(ઇંચ પા।×૮ નાં પૃષ્ઠ ૧૬૦૦, મૂલ્ય સાદાં પૂઠાં ૪, પાકાં પૂંઠા ૫)--સ્વામી રામતીર્થ ગ્રંથ ૩ જો ભાગ ૧૦–૧૧, મહાન નેપોલિયન બોનાપાર્ટનું વિસ્તૃત ચરિત્ર, બંકિમકૃત ધર્મતત્ત્વ.

**સંવત ૧૯૮૧ નાં ચાર પુસ્તક**—( ઇંચ પા।।×૮ના પૃષ્ઠ ૧૬૦૦ મૂલ્ય સાદા પૂઠા ૪, પાકા ૫) સ્વામીરામતીર્થ–ગ્રંથ ૪થો ભાગ ૧૨–૧૩, યોગતત્ત્વ, સ્વર્ગના પ્રકાશ, આદર્શ દૃષ્ટાંતમાળા.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ અને મુંબઇ**

